# ધમ્મપદ

(અર્થ, ટિપ્પણી, પ્રસ્તાવના વગેરે સાથે)


અ. ધર્માનંદ કોસમ્બી

અ. રામનારાયણ વિ. પાઠક





ગુજરાત પુરાતત્ત્વ મંદિર

અમદાવાદ

પ્રથમાવૃત્તિ

પ્રત ૨૦૦૦ ] સંવત ૧૯૮૦—સને ૧૯૨૪ [ મૂલ્ય ૧-૦-૦

લુપ્ત થાતાં ભવારણ્યે પુરાણાં પદ ધર્મનાં
શોધ્યાં તે પૂજ્ય ગાંધીને ધમ્મપદ સમર્પિયે.

# વિજ્ઞાપન

---

ગૂજરાતપુરાતત્ત્વમંદિરની પ્રબંધસમિતિના સં. ૧૯૮૦ ના મહા વદ ૧૩ ની બેઠકના બીજા ઠરાવ મુજબ આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે.

પ્રકાશક

# પ્રસ્તાવના

धम्मं परियापुणान्ति, सुत्तं गेय्यं वेय्याकरणं गाथं उदानं इतिवुत्तकं जातकं अब्भुतधम्मं वेदल्लं । આ ઉતારો મજ્ઝિમ-નિકાયના અલગદ્દૂપમસુત્તમાંથી લીધેલો છે. આમાં બૌદ્ધ સાહિત્યના નવ વિભાગ દર્શાવવામાં આવ્યા છે. આ વિભાગોનો ઉલ્લેખ અંગુત્તરનિકાયમાં પણ જૂદે જૂદે સાત ઠેકાણે મળી આવે છે. આ ઉપરથી એવું જણાય છે કે બૌદ્ધ સાહિત્યના આ નવ વિભાગ અશોકના સમયના અરસામાં અથવા તો તેથી પછી કેટલાંક વર્ષો બાદ પાડવામાં આવ્યા હશે. તેમાં સુત્તનો અર્થ સૂક્ત અથવા તો સૂત્ર કરી શકાય. પરંતુ બીજો અર્થ જ બરાબર છે એમ મહાયાનગ્રંથોની પરંપરા ઉપરથી જણાય છે. ગેય્ય એટલે ગદ્યપદ્યમિશ્રિત ધર્મોપદેશ. વેય્યાકરણ એટલે વિવરણ અથવા તો મૂળ સુત્તની વ્યાખ્યા. ગાથા એટલે શ્લોકસંગ્રહ. ઉદાન એટલે બુદ્ધ ભગવાને અને મહાશ્રાવકોએ જૂદે જૂદે પ્રસંગે કાઢેલ ઉદ્ગાર. ઇતિવુત્તક નામનું તો ખુદ્દકનિકાયમાં એક જૂદું પ્રકરણ જ છે. જાતક એટલે જૂદી જૂદી કથાઓ. અબ્ભુતધમ્મ એટલે અદ્ભુત ચમત્કાર; અને વેદલ્લ× એટલે ધાર્મિક સંવાદ.

અશોકના સમયમાં બૌદ્ધસૂત્રોની સંખ્યા ઘણી થોડી હોવી જોઇએ, અને બ્રાહ્મણીગ્રંથોમાં સૂત્રનો જે અર્થ કરવામાં આવે છે તે જ અર્થ તે સમયના બૌદ્ધલોકોમાં પ્રચલિત હોવો જોઇએ. સૂત્ર એટલે સંક્ષિપ્ત વાકય—જેનો અર્થ

---

× આ શબ્દ वैदल શબ્દ ઉપરથી નીકળ્યો હોવો જોઇએ.

સમજવા માટે ટીકાની જરૂર પડે. સંસ્કૃત ભાષામાં આ સૂત્રો વ્યાકરણ, ન્યાય વગેરે પુસ્તકોમાં પ્રસિદ્ધ જ છે. સૂત્રો રચવાનો રિવાજ પહેલવહેલો બૌદ્ધ ભિક્ષુઓએ શરુ કર્યો કે બ્રાહ્મણ ગ્રંથકારોએ શરુ કર્યો એ સંબંધી વાદવિવાદમાં ઉતરવાની અત્યારે અમને જરૂર લાગતી નથી. બુદ્ધભગવાનના પરિનિર્વાણ પછી એવો એક સમય હતો કે જ્યારે આધાર-ભૂત વાક્યોનો સૂત્ર રૂપે સંગ્રહ કરવામાં આવતો હતો. તે સમયે લેખનપદ્ધતિની ખિલાવટ થએલી ન હોવાથી આ સુત્તો ધ્યાનમાં રાખવાનું સહેલું થઇ પડતું અને એથી જ આ રિવાજ લોકપ્રિય થયો હતો. અંગુત્તરનિકાયમાં પાતિ-મોકખના જે ૧૫૦ નિયમો[૧] બતાવવામાં આવ્યા છે તેને પણ સૂત્રો જ કહેતા. અને આ સૂત્રોના પાયા ઉપર જ વિનયગ્રંથની રચના કરવામાં આવી છે. સુત્તપિટકમાં આવી જાતનાં સૂત્રો અંગુત્તરનિકાયના પહેલા ત્રણ નિપાતમાં ઘણાં મળી આવે છે.

ગાથાયુક્ત સૂત્રને ગેય્ય કહે છે, એવું[૨] બુદ્ધઘોષાચાર્યનું કહેવું છે, અને તેના દાખલા તરીકે સંયુત્તનિકાયનો પહેલો સગાથાવગ્ગ બતાવવામાં આવ્યો છે. પરંતુ અશોકના સમયમાં કેવી જાતના સાહિત્યવિભાગને ગેય્ય કહેવામાં આવતો એ સમજવાને માટે સાધન નથી. આ મથાળા નીચે સંયુત્તનિકાયનો સગાથાવગ્ગ તો જરૂર આવી શકે છે.

---

૧. साधिकमिदं भिक्खवे दियड्ढ सिक्खापदसत अन्वद्धमास उद्देस आगच्छति । અંગુત્તરનિ. (P. T. S) ભાગ ૧ પૃ. ૨૩૧

૨ पपंचसूदनी, अलगद्दसुत्तवण्णना, જુઓ.

પરંતુ તે એટલો બધો પ્રાચીન નહિ હોય એવું અનુમાન કરી શકાય છે.

વેય્યાકરણનાં ઉદાહરણો તો સુત્તપિટકમાં જ ઘણાં મળી આવે છે હાલ જેને સુત્ત અથવા તો સુત્તન્ત કહેવામાં આવે છે તે લગભગ બધાં વેય્યાકરણો જ છે, એમ કહેવામાં હરકત નથી. બુદ્ધઘોષાચાર્યના કહેવા પ્રમાણે આખો અભિધમ્મપિટક વેય્યાકરણ જ છે, અને આ મથાળા નીચે તેને મૂકવો એ સાવ સાહજિક જ છે. પરંતુ અભિધમ્મનો કાળ વિનયના કાળ જેટલો જ અર્વાચીન છે અને જ્યારે આ વિભાગ પાડવામાં આવતા હતા ત્યારે તેનું અસ્તિત્વ હોય એ સંભવતું નથી. અર્થાત્ સુત્તપિટકમા મળી આવતાં આધારભૂત વાક્યોની (સૂત્રોની) વ્યાખ્યાને જ વેય્યાકરણ નામ આપવામાં આવતુ હતું એમ સિદ્ધ થાય છે.

ધમ્મપદ, થેરગાથા અને થેરીગાથા એ ત્રણ ગ્રંથો ગાથાના મથાળા નીચે જ આવી જાય છે એવું બુદ્ધઘોષાચાર્યનું કથન છે. પરંતુ થેર અને થેરીગાથા બુદ્ધકાળ પછી ઘણા સૈકાઓ બાદ લખાયેલી હોવાથી તેમનો ત્રિપિટક–સાહિત્યમાં સમાવેશ થતાં ઘણો સમય લાગ્યો હશે, અને તેથી જ ઉપરના નવ વિભાગમાંના ગાથાવિભાગમાં તેમનો સમાવેશ કરવો યોગ્ય નથી. ધમ્મપદનો માત્ર ગાથા–વિભાગમાં સમાવેશ થઈ શકે છે. આ સિવાય સુત્તનિપાતમાંનાં ઘણાં સુત્તોનો સમાવેશ આ વિભાગમાં થઇ શકે છે. મુનિગાથાસુત્તનો તો અશોકના શિલાલેખમાં જ ઉલ્લેખ મળી આવે છે.

સમજવા માટે ટીકાની જરૂર પડે. સંસ્કૃત ભાષામાં આ સૂત્રો વ્યાકરણ, ન્યાય વગેરે પુસ્તકોમાં પ્રસિદ્ધ જ છે. સૂત્રો રચવાનો રિવાજ પહેલવહેલો બૌદ્ધ ભિક્ષુઓએ શરુ કર્યો કે બ્રાહ્મણ ગ્રંથકારોએ શરુ કર્યો એ સંબંધી વાદવિવાદમાં ઉતરવાની અત્યારે અમને જરૂર લાગતી નથી. બુદ્ધભગવાનના પરિનિર્વાણ પછી એવો એક સમય હતો કે જ્યારે આધાર–ભૂત વાક્યોનો સૂત્ર રૂપે સંગ્રહ કરવામાં આવતો હતો. તે સમયે લેખનપદ્ધતિની ખિલાવટ થએલી ન હોવાથી આ સુત્તો ધ્યાનમાં રાખવાનું સહેલું થઇ પડતું અને એથી જ આ રિવાજ લોકપ્રિય થયો હતો. અંગુત્તરનિકાયમાં પાતિ-મોક્ખના જે ૧૫૦ નિયમો[૧] બતાવવામાં આવ્યા છે તેને પણ સૂત્રો જ કહેતા. અને આ સૂત્રોના પાયા ઉપર જ વિનયગ્રંથની રચના કરવામાં આવી છે. સુત્તપિટકમાં આવી જાતનાં સૂત્રો અંગુત્તરનિકાયના પહેલા ત્રણ નિપાતમાં ઘણાં મળી આવે છે.

ગાથાયુક્ત સૂત્રને ગેય્ય કહે છે, એવું[૨] બુદ્ધઘોષાચાર્યનું કહેવું છે, અને તેના દાખલા તરીકે સંયુત્તનિકાયનો પહેલો સગાથાવગ્ગ બતાવવામાં આવ્યો છે. પરંતુ અશોકના સમયમાં કેવી જાતના સાહિત્યવિભાગને ગેય્ય કહેવામાં આવતો એ સમજવાને માટે સાધન નથી. આ મથાળા નીચે સંયુત્તનિકાયનો સગાથાવગ્ગ તો જરૂર આવી શકે છે.

---

૧. સાધિકમિદં ભિક્ખવે દિયડ્ઢ સિક્ખાપદસતં અન્વદ્ધમાસં ઉદ્દેસં આગચ્છતિ। અંગુત્તરનિ. (P T. S.) ભાગ ૧ પૃ. ૨૩૧

૨ પપંચસૂદની, અલગદ્દસુત્તવણ્ણના, જુઓ.

પરંતુ તે એટલો બધો પ્રાચીન નહિ હોય એવું અનુમાન કરી શકાય છે.

વેય્યાકરણનાં ઉદાહરણો તો સુત્તપિટકમાં જ ઘણાં મળી આવે છે હાલ જેને સુત્ત અથવા તો સુત્તન્ત કહેવામાં આવે છે તે લગભગ બધાં વેય્યાકરણો જ છે, એમ કહેવામાં હરકત નથી બુદ્ધઘોષાચાર્યના કહેવા પ્રમાણે આખો અભિધમ્મપિટક વેય્યાકરણ જ છે, અને આ મથાળા નીચે તેને મૂકવો એ સાવ સાહજિક જ છે. પરતુ અભિધમ્મનો કાળ વિનયના કાળ જેટલો જ અર્વાચીન છે. અને જ્યારે આ વિભાગ પાડવામાં આવતા હતા ત્યારે તેનું અસ્તિત્વ હોય એ સંભવતું નથી. અર્થાત્ સુત્તપિટકમા મળી આવતાં આધારભૂત વાક્યોની (સૂત્રોની) વ્યાખ્યાને જ વેય્યાકરણ નામ આપવામાં આવતુ હતું એમ સિદ્ધ થાય છે.

ધમ્મપદ, થેરગાથા અને થેરીગાથા એ ત્રણ ગ્રંથો ગાથાના મથાળા નીચે જ આવી જાય છે એવું બુદ્ધઘોષાચાર્યનું કથન છે. પરંતુ થેર અને થેરીગાથા બુદ્ધકાળ પછી ઘણા સૈકાઓ બાદ લખાયેલી હોવાથી તેમનો ત્રિપિટક-સાહિત્યમાં સમાવેશ થતાં ઘણો સમય લાગ્યો હશે, અને તેથી જ ઉપરના નવ વિભાગમાના ગાથાવિભાગમાં તેમનો સમાવેશ કરવો યોગ્ય નથી. ધમ્મપદનો માત્ર ગાથા-વિભાગમા સમાવેશ થઈ શકે છે. આ સિવાય સુત્તનિ-પાતમાંનાં ઘણાં સુત્તોનો સમાવેશ આ વિભાગમાં થઈ શકે છે. મુનિગાથાસુત્તનો તો અશોકના શિલાલેખમાં જ ઉલ્લેખ મળી આવે છે.

ખુદ્દકનિકાયના ઉદાનવગ્ગ પ્રકરણમાં ૮૦ ઉદાનોનો સંગ્રહ કરેલો જણાય છે. પરંતુ આ બધાંય ઉદાનો તે સમયે અસ્તિત્વમા હતાં એમ સમજવાનું નથી. આમાંનાં ઘણાં ઉદાનો અને બીજાં સુત્તોમાં ભળી ગએલાં ઉદાનોને સાથે ગણીને તે બધાં ઉદાનોને ઉદાન તરીકે ઓળખવાનો પ્રચાર હશે.

ઇત્તિવુત્તક પ્રકરણમાં ૧૧૨ ઇતિવુત્તકોનો સંગ્રહ કરેલો છે. આ બધાંય ઇત્તિવુત્તકો તે સમયે હતાં એમ સમજવાની જરૂર નથી. પરંતુ આ જ જાતનાં વચનોને ઇત્તિવુત્તક કહેતા હતા એમાં શક નથી, પછી તેની સખ્યા ગમે તે હોય.

જાતકગ્રંથ તો પ્રસિદ્ધ જ છે. આ બધી વાર્તાઓ તે સમયે પ્રચલિત હતી એવું નથી, તો પણ આવી જાતની કેટલીક વાર્તાઓનો બૌદ્ધસાહિત્યમા સમાવેશ થયો હતો અને તેને જાતક કહેતા.

અબ્ભુતધમ્મ એટલે અદ્‌ભુત ચમત્કાર. બુદ્ધ ભગવાને કે તેના શ્રાવકોએ કરેલા ચમત્કારોનું વર્ણન જેમાં હોય એને અબ્ભુતધમ્મ કહેવાનો રિવાજ હોવો જોઈએ. આ અબ્ભુત-ધમ્મનું બીજાં સૂત્રોમાં એટલું બધું મિશ્રણ થયું છે કે હાલ તેનું સ્વતંત્ર ઉદાહરણ બતાવવાનું સાવ અશક્ય છે. બુદ્ધઘોષાચાર્યને પણ અબ્ભુતધમ્મ ઉપર ટીકા લખતાં ઘણી મુશીબત પડી હોવી જોઈએ. “चत्तारोमे भिक्खवे अच्छरिया अब्भुता धम्मा आनन्दे[1]ति आदिनयपवत्ता सब्बे पि अच्छरियब्भुत–

---

૧. અહિં સુધીનું આ વાક્ય મહાપરિનિબ્બાનસુત્તમાંથી લીધેલું છે, (P. T. S.) દીઘનિ. ભા. ૨. પૃ. ૧૪૫.

धम्मपटिसंयुत्ता सुत्तन्ता अब्भुतधम्म ति वेदितब्बा।" એટલે "હે ભિક્ષુઓ, આ ચાર આશ્ચર્ય અદ્‌ભુતધર્મ આનિંદમાં છે વગેરે પ્રકારે શરુ થએલી આશ્ચર્ય અદ્‌ભુત વાર્તાથી મિશ્રિત સર્વ સૂત્રો અબ્ભુતધમ્મ (મથાળા નીચે આવે છે એમ) સમજવું." એવું તેનું કથન છે. પરંતુ આ અબ્ભુત્તધમ્મનો અને મૂળના અબ્ભુતધમ્મનો કાંઈ પણ સબંધ હોય એમ લાગતું નથી. ઉપરનું વાકય, બુદ્ધ ભગવાન, પરિનિર્વાણ પહેલા આનન્દના ગુણો ભક્ષુઓને દર્શાવવા માટે બોલે છે. ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક, અને ઉપાસિકાઓ પૈકી એકાદ સમુદાય જો આનંદનો દર્શન કરવા આવે તો તે દર્શનથી જ સંતોષ પામે છે, જો આનંદ ધર્મોપદેશ કરે તો તેટલામાં પણ સતોષ માને છે, અને જો આનંદ ધર્મોપદેશ બધ કરે તો પણ તે સમુદાયની ઉત્સુકતા ઘટતી નથી. આ આશ્ચર્યકારક ગુણો આનંદમાં છે એવો ભગવાનના કથનનો સાર છે. તેને અબ્ભુતધમ્મમાં કેમ મૂકી શકાય એ સમજાતું નથી. મતલબ કે, બુદ્ધઘોષાચાર્યના સમયમાં જ અબ્ભુતધમ્મ એ કયો વિભાગ તેની જાણ રહી નહોતી.

મહાવેદલ્લ અને ચૂળવેદલ્લ (નં–૪૩ અને ૪૪) એવાં બે સૂત્રો મજ્ઝિમનિકાયમાં છે અને તે ઉપરથી વેદલ્લ વિભાગ કઇ જાતનો હતો એ સંબધે સારુ અનુમાન થઈ શકે છે. આ બે સૂત્રો પૈકી પહેલા સૂત્રમા મહાકોટ્ઠિતે સારિપુત્તને પ્રશ્નો પૂછ્યા છે, અને સારિપુત્તે તેના યથાયોગ્ય જવાબો આપેલા છે. બીજામાં ધમ્મદિન્ના ભિક્ષુણી અને તેના પૂર્વાશ્રમના પતિ વિશાખનો સંવાદ છે. અર્થાત્ આ બન્નેમાંથી એક પણ બુદ્ધભાષિત નથી. તો પણ આ જ

જાતના સંવાદોને વેદલ્લ કહેતા હતા એમાં શક નથી. શ્રમણ બ્રાહ્મણ અને બીજા લોકોની સાથે બુદ્ધ ભગવાનને થયેલ ઘણા સવાદો સુત્તપિટકમાં છે. એક સમયે આવા સંવાદોને વેદલ્લ નામથી ઓળખવામા આવતા હશે.

કાલાન્તરે આ મૂળના સાહિત્યમાં ખૂબ ઉમેરા થવા લાગ્યો પાતિમોક્ખના ૧૫૦ નિયમોમાં બીજા ૭૫ સેખિય ઉમેરીને વિનયગ્રંથ રચવામાં આવ્યો, અને આ ગ્રંથ એક જૂદો જ વિભાગ બન્યો. સૂત્રાન્તર્ગત આધારભૂત મુદ્દાઓનું વિવેચન કરતાં કરતાં અભિધમ્મનાં સાત પ્રકરણો અસ્તિત્વમાં આવ્યાં, અને તે પણ એક મોટો વિભાગ બન્યો. આ પ્રમાણે વિનયપિટક અને અભિધમ્મપિટક અસ્તિત્વમાં આવ્યાં. બાકી રહેલા સુત્ત, ગેય્ય વગેરેને સુત્તપિટક તરીકે જ ઓળખવાનો રિવાજ પડયો, અને તે બહુ જ મોટો વિભાગ થવાથી તેના જૂદા જૂદા પાંચ વિભાગ પાડવામાં આવ્યા, તે આ પ્રમાણેઃ—(૧) દીઘનિકાય, (૨) મજ્ઝિમ-નિકાય, (૩) સંયુત્તનિકાય, (૪) અંગુત્તરનિકાય, અને (૫) ખુદ્દકનિકાય. વળી પાછા ખુદ્દકનિકાયના નીચે પ્રમાણે પંદર પેટાવિભાગ પાડવામાં આવ્યાઃ—(૧) ખુદ્દકપાઠ, (૨) ધમ્મપદ, (૩) ઉદાન, (૪) ઇતિવુત્તક, (૫) સુત્તનિપાત, (૬) વિમાનવત્થુ, (૭) પેતવત્થુ, (૮) થેરગાથા, (૯) થેરીગાથા, (૧૦) જાતક, (૧૧) નિદ્દેસ, (૧૨) પટિ-સંભિદામગ્ગ, (૧૩) અપદાન, (૧૪) બુદ્ધવંશ, અને (૧૫) ચરિયાપિટક.

આ નવા વિભાગોમાં ધમ્મપદનો નંબર બહુ નીચો ઊતર્યો છે. બુદ્ધઘોષાચાર્યે દીઘનિકાયાદિ ચાર નિકાયો ઉપર

જ અટ્ઠકથા લખી અને તેટલાથી જ તે સંતુષ્ટ થયો.[1] ખુદ્દકનિકાયના એક પણ પ્રકરણ ઉપર તેણે અટ્ઠકથા લખી નથી. તેની પછી બે ત્રણ સૈકા બાદ થએલા ધમ્મપાલાદિ આચાર્યોએ તે કામ કર્યું, તેથી ધમ્મપદ અને સુત્તનિપાત એ બે અતિ પ્રાચીન ગ્રંથોની પરંપરા જરાય કાયમ રહી નથી. હાલ પાલિ ભાષામાં અસ્તિત્વ ધરાવતી ધમ્મપદ–અટ્ઠકથા બુદ્ધ-ઘોષાચાર્યની લખેલી છે એવી સામાન્ય જનસમૂહની કલ્પના છે. પરંતુ તે, જેમ વ્યાસના નામે અઢાર પુરાણો ચડાવવામાં આવે છે, એવી જ જાતની કલ્પના છે. ચાર નિકાયોની અટ્ઠકથામાં મળી આવતી કેટલીક વાતો ધમ્મપદ–અટ્ઠ-કથામાં પણ મળે છે, પરંતુ તેમાં અને આમાં—ભાષાનો કે હકીકતનો—જરા યે મેળ નથી. આ એક વાત ઉપરથી જ બુદ્ધઘોષાચાર્યે આ કથાઓ બનાવી નથી એ સિદ્ધ થાય છે.

ધમ્મપદમાંની કેટલીક ગાથાઓ અંગુત્તરનિકાય, સંયુત્તનિકાય અને મજ્ઝિમનિકાયમાં મળી આવે છે. પરંતુ અટ્ઠકથાકારે બેસારેલો આ ગાથાઓનો સંબંધ અને નિકાયમાં આવેલો સંબંધ એ બેનો ઘણે ભાગે મેળ બેસતો નથી. દાખલા તરીકે:—अप्पमादरतो भिक्खु (નં ૩૨) ઇત્યાદિ ગાથા અંગુત્તરનિકાયના ચતુક્કનિપાતના ૩૭મા સુત્તમાં મળે

---

1. મનોરથપૂરણી નામની અંગુત્તરનિકાય–અટ્ઠકથાના અંતમાં આ ગાથા આવી મળે છેઃ—

सब्बागमसंबण्णनमनोरथो पूरितो च मे यस्मा।
एताय मनोरथपूरणी ति नाम ततो अस्सा॥

આ (અટ્ઠકથા વડે) બધા નિકાયોની ટીકા કરવાનો મારો મનોરથ પૂર્ણ થયો, એટલા ખાતર આનું નામ મનોરથપૂરણી રાખ્યું.

છે. આ સુત્તમાં ભગવાને, શીલસંપન્ન, ઇંદ્રિયદમન કરનાર, મિતભોજી, અને અલ્પનિદ્રા લેવાવાળા ભિક્ષુની સ્તુતિ કરી છે. અને છેવટની ગાથાઓ આ પ્રમાણે છેઃ—

सीले पतिट्ठितो भिक्खु इंद्रियेसु च संवुतो ।
भोजनम्हि च मत्तञ्ञू जागरियं अनुयुञ्जति ॥
एवं विहरमानो पि अहोरत्तमतन्दितो ।
भावयं कुसलं धम्मं योगक्खेमस्स पत्तिया ॥
अप्पमादरतो भिक्खु पमादे भयदस्सिवा ।
अभव्वो परिहानाय निब्बानस्सेव सन्तिके ॥

પરંતુ આ ગાથા ભગવાને નિગમતિસ્સ નામના એક સ્થવિરને (વૃદ્ધ ભિક્ષુને) ઉદ્દેશીને કહી એવું અટ્ઠકથાકારનું કહેવું છે. અને એ કાલ્પનિક સ્થવિરની એક કાલ્પનિક કથા પણ આપવામાં આવી છે:

एकमन्तं ठितो खो खेमो देवपुत्तो भगवतो सन्तिके इमा गाथायो अभासि ।

चरन्ति वाला दुम्मेधा अमित्तेनेव अत्तना ।
करोन्ता पापकं कम्मं यं होति कटुकप्फलं ॥
न तं कम्म कतं साधु यं कत्वा अनुतप्पति ।
यस्स अस्सुमुखो रोदं विपाक पटिसेवति ॥
तं च कम्मं कतं साधु यं कत्वा नानुतप्पति ।
यस्स पतीतो सुमनो विपाकं पटिसेवति ॥

(ધમ્મપદ. નં. ૬૬-૬૮)

આ ગાથાઓ દેવપુત્તસંયુત્તમાંના ખેમકસુત્તમાં આવેલી છે. ખેમક નામનો દેવપુત્ત ભગવાન પાસે આવીને આ ગાથાઓ બોલ્યો એવો આનો સંબંધ છે. પરંતુ ધમ્મપદ અટ્ઠકથાકારે આ ત્રણ ગાથાઓ ઉપર સુપ્પબુદ્ધકુષ્ઠીની, એક ખેડૂતની અને સુમનમાલાકારની એમ ત્રણ વાર્તાઓ રચી છે.

अट्ठिमे भिक्खवे धम्मा भाविता बहुलीकता अपारा पारंगमनाय संवत्तन्ति। कतमे अट्ठ। सेय्यथीदं। सम्मादिट्ठि–पे०–सम्मासमाधि। इमे खो भिक्खवे अट्ठ धम्मा भाविता बहुलीकता अपारा पारंगमनाय संवत्तन्ती ति। इदमवोच भगवा। इद वत्वा सुगतो अथापरं एतदवोच सत्था।

अप्पका ते मनुस्सेसु ये जना पारगामिनो।<br>
अथायमितरा पजा तीरमेवानुधावति॥<br>
ये च खो सम्मदक्खाते धम्मे धम्मानुवत्तिनो।<br>
ते जना पारमेस्सन्ति मच्चुधेय्यं सुदुत्तरं॥<br>
कण्हं धम्मं विप्पहाय सुक्कं भावेथ पण्डितो।<br>
ओका अनोकमागम्म विवेके यत्थ दूरमं॥<br>
तत्राभिरतिमिच्छेय्य हित्वा कामे अकिञ्चनो।<br>
परियोदपेय्य अत्तानं चित्तक्लेसेहि पण्डितो॥<br>
येसं संबोधियङ्गेसु सम्माचित्तं सुभावित।<br>
आदानपटिनिस्सग्गे अनुपादाय ये रता॥<br>
खीणासवा जुतिमन्तो ते लोके परिनिब्बुता ति॥

(ધમ્મપદ નં. ૮૫–૮૯)

આ મગ્ગસંયુત્તમાંનું ૩૪મું સુત્ત છે. અર્થાત્ આ ગાથાઓનો આર્યઅષ્ટાંગિક માર્ગની સાથે સંબંધ છે. અંગુત્તરનિકાયના દસકનિપાતમાં આ જ ગાથાઓ ત્રણ જગાએ મળી આવે છે. નં. ૧૧૭ અને ૧૧૮ એ બે [1]સૂત્રોમાં, આર્યઅષ્ટાંગિક માર્ગની સાથે જ તે ગાથાઓનો સંબંધ છે; પણ ૧૬૯મા સૂત્રમાં દશકુશલકર્મપથની સાથે તેમનો સંબંધ છે. આ ઉપરથી એવું જણાય છે કે આર્યઅષ્ટાંગિક માર્ગની સાથે જ આ ગાથાઓનો સંબંધ મોટે ભાગે જોડવામાં આવતો. પરંતુ અટ્ઠકથાકારે પહેલી બે ગાથા ઉપર એક ધર્મશ્રવણ કરવાની વાત, અને બાકીની ત્રણ ઉપર પાંચસો આગંતુક ભિક્ષુઓની વાત, એમ બે વાર્તાઓ રચી. આમ કરીને આ વાતોનો અને આ ગાથાઓનો સંબંધ માંડમાંડ-જેમ તેમ કરીને જોડવામાં આવ્યો છે.

જ્યારે ભગવાન જેતવનમાં રહેતા હતા ત્યારે તેમની પાસે કોઇ એક દેવતા આવી, અને બોલી:—

हिरीनिसेधो पुरिसो कोचि लोकस्मि विज्जति ।
यो निंदमप्पबोधति अस्सो भद्रो कसामिव ॥

ભગવાને જવાબ આપ્યો:—

हिरीनिसेधा तनुया ये चरन्ति सदा सता ।
अन्तं दुक्खस्य पप्पुय्य चरन्ति विसमे समं ॥

પહેલી ગાથા ધમ્પદમાં (નં. ૧૪૩) છે, તેના ઉપર અને તેની પછીની ૧૪૪મી ગાથા ઉપર એમ બન્ને ગાથાઓ

---

૧. આ સૂત્રોના નંબર પાલિ ટેક્સ્ટ સોસાયટીના સંસ્કરણમાંથી લીધેલા છે.

ઉપર અટ્ઠકથાકારે એક પિલોતિક નામના સ્થવિરની વાત ઘડી કાઢી છે. પરંતુ ઉપરના સુત્તમાં જેમ આ ગાથા બંધબેસતી આવે છે તેમ આ વાતમાં બંધબેસતી નથી આવતી.

મજ્ઝિમનિકાયમાં રટ્ઠપાલ નામનું (નં. ૮૨) એક સુત્ત છે. તેનો સાર એ છે કે રાષ્ટ્રપાલે પોતાના માબાપની મરજી વિરુદ્ધ પ્રવ્રજ્યા લીધી, અને અરહન્ત થયા પછી તે પાછો પોતાના ગામમાં ગયો. ત્યા તેની પૂર્વાશ્રમની સ્ત્રીઓને શણગારીને, તે સ્ત્રીઓ મારફત તેનાં માબાપે તેને પાછો સંસારમાં પાડવાનો પ્રયત્ન કર્યો. પરતુ રાષ્ટ્રપાલ જરાકે વિચલિત થયો નહિ. તે જમ્યા વગર જ જવા માંડયો, ત્યારે તેના પિતાએ તેને જમાડયો. જમ્યા પછી રાષ્ટ્રપાલ જે ગાથાઓ બોલ્યો તેમાંની પ્રથમ આ પ્રમાણે છે:—

पस्स चित्तकत बिम्बं अरुकायं समुस्सितं ।
आतुरं बहुसंकप्प यस्स नत्थि धुवं ठिति ॥

(ધમ્મપદ ન. ૧૪૭)

આ જ ગાથા ઉપરથી અટ્ઠકથાકારે સિરિમા નામની ગણિકાની એક મોટી વાર્તા રચી છે. આ ગણિકા અત્યંત સુસ્વરૂપ હતી પરંતુ તે એકાએક મરણ પામી અને બહુ થોડા સમયમાં તેનું પ્રેત દુર્ગંધી અને કુરૂપ બન્યુ, તે સમયે બધા લોકો સમક્ષ આ ગાથા ભગવાન બોલ્યા એવુ અટ્ઠકથાકારનું કહેવું છે, પરંતુ રાષ્ટ્રપાલની વાત સાથે આ ગાથા જેટલી બંધબેસતી આવે છે તેટલી આ સિરિમાની વાત સાથે બંધબેસતી નથી આવતી.

अट्ठिमानि भिक्खवे मलानि। कतमानि अट्ठ। असज्झायमला भिक्खवे मन्ता, अनुट्ठानमला भिक्खवे घरा, मलं भिक्खवे वण्णस्स कोसज्जं, पमादो भिक्खवे रक्खतो मलं, मलं भिक्खवे इत्थिया दुच्चरितं, मच्छेरं भिक्खवे ददतो मलं, मला भिक्खवे पापका अकुसला धम्मा अस्मिं लोके परम्हि च, ततो च भिक्खवे मला मलतरं अविज्जा परमं मलं। इमानि खो भिक्खवे अट्ठ मलानी ति।

असज्झायमला मन्ता अनुट्ठानमला घरा।
मलं वण्णस्स कोसज्जं पमादो रक्खतो मलं।
मलित्थिया दुच्चरितं मच्छेरं ददतो मलं।
मला वे पापका धम्मा अस्मिं लोके परम्हि च॥
ततो मला मलतरं अविज्जा परमं मलं ति॥[1]

આ જ ગાથાઓ ધમ્મપદના મલવગ્ગમાં (૨૪૧-૨૪૩) આવે છે. તેમાંની પહેલી ગાથા ઉપરથી લાળુદાયીની, અને બાકીની બે ગાથાઓ ઉપરથી એક તરુણ ગૃહસ્થની એમ બે કથાઓ અટ્ઠકથાકારે રચી છે. પરંતુ ઉપર આપેલું સુત્ત જ આ ગાથાઓની ઘણી પ્રાચીન વ્યાખ્યા છે, એ સ્પષ્ટ જણાય છે.

अथ खो तायनो देवपुत्तो पुराणतित्थकरो अभिक्कन्ताय रत्तिया अभिक्कन्तवण्णो केवलकप्पं जेतवनमोभासेत्वा येन भगवा तेनुपसंकमि। उपसंकमित्वा भगवन्तमभिवादेत्वा एकमन्तमट्ठासि। एकमन्तं ठितो खो तायनो देवपुत्तो भगवतो सन्तिके इमा गाथायो अभासि।

छिन्द सोतं परक्कम्म कामे पनुद ब्राह्मण।
नप्पहाय मुनि कामे नेकत्तमुपपज्जति॥

---

१. અંગુત્તરનિકાય. અટ્ઠકનિપાત, સુત્ત. નં. ૧૫.

कयिरा चे कयिराथेनं दळ्हमेनं परक्कमे ।
सिथिलो हि परिब्बाजो भिय्यो आकिरते रजं ॥
अकतं दुक्कतं सेय्यो पच्छा तपति दुक्कतं ।
कतं च सुकतं सेय्यो य कत्वा नानुतप्पति ॥
कुसो यथा दुग्गहीतो हत्थमेवानु कन्तति ।
सामञ्ञं दुप्परामट्ठं निरयायूपकड्ढति ॥
यं किञ्चि सिथिलं कम्मं संकिलिट्ठं च यं वतं ।
संकस्सरं ब्रह्मचरियं न तं होति महप्फलं ति ॥

इदमवोच तायनो देवपुत्तो । इदं वत्वा भगवन्तमभिवादेत्वा पदक्खिणं कत्वा तत्थेवन्तरधायी ति ।

આ દેવપુત્તસંયુત્તના પહેલા વગ્ગનું આઠમું સુત્ત છે. આમાંનું પ્રથમ ગાથાર્ધ ધમ્મપદમાંના બ્રાહ્મણવગ્ગની શરુઆતમાં છે. અને 'कयिरा चे'થી બાકીની ચાર ગાથાઓ નિરયવગ્ગમાં મળે છે. ફક્ત તે ગાથાઓ આમાં આપેલા ક્રમ પ્રમાણે નથી. આ સુત્તમાં જે દેવપુત્ત ભગવાન પાસે આવ્યો તે પૂર્વજન્મમાં તીર્થંકર હતો એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. તાયન નામના તપસ્વીએ આ ગાથાઓ રચી હોય અને પછી તે ગાથાઓ બૌદ્ધ ગ્રંથકારોએ ધમ્મપદમાં લીધી હોય તો તેમાં કશી નવાઇ નથી. શ્રમણસંપ્રદાયમાં આવા વિચારવિનિમય થયાના ઘણા દાખલાઓ મોજૂદ છે. ધમ્મપદ-અટ્ઠકથાકારે આ સુત્તમાંની બીજી, ત્રીજી અને ચોથી[1] ગાથાઓ ઉપર, ખરાબ શબ્દો બોલનારા ભિક્ષુની અને

[1] ધમ્મપદમા આના નંબર અનુક્રમે ૩૧૩, ૩૧૪ અને ૩૧૧ છે.

પાંચમી ગાથા ઉપર એક ઇર્ષ્યાળુ સ્ત્રીની–એમ બે વાતો રચી છે. અને આ ગાથાઓનો જેમ તેમ કરીને સંબંધ બેસાડવાનો પ્રયત્ન કર્યો છે.

અહીં સુધી અટ્ઠકથાકારનો અને નિકાયોનો મેળ કેમ નથી બેસતો એ બતાવવામાં આવ્યું. હવે બેચાર જગ્યાએ તે અને નિકાય કેમ મળતાં આવે છે તે જોઈએ.

न पुप्फगन्धो पटिवातमेति न चन्दनं तगरं मल्लिका वा।
सतं च गन्धो पटिवातमेति सब्बा दिसा सुप्पुरिसो पवाति ॥

(ધમ્મપદ—૫૪)

આ ગાથા અંગુત્તરનિકાયના તિકનિપાતમાં (સુત્ત–૭૯) મળે છે. આનંદે પૂછેલા પ્રશ્નનો ખુલાસો કર્યા પછી ભગવાન આ ગાથા બોલ્યા છે, અને આ જ હકીકત ધમ્મપદ–અટ્ઠકથાકારે આ ગાથાની અટ્ઠકથામાં લીધેલી છે.

सुसुखं वत जीवाम येसं नो नत्थि किञ्चनं।
पीतिभक्खा भविस्साम देवा आभस्सरा यथा ति ॥

(ધમ્મપદ—૨૦૦)

આ ગાથા મારસંયુત્તના બીજા વગ્ગના આઠમા સુત્તમાં આવે છે. એક વાર ભગવાન બુદ્ધ પંચશાલા નામના બ્રાહ્મણગ્રામ પાસે રહેતા હતા. ત્યાંના બ્રાહ્મણ ગૃહસ્થમાં મારે પ્રવેશ કરીને ભગવાનને મુદ્દલ ભિક્ષા મળવા દીધી નહિ. ભગવાન ખાલી ભિક્ષાપાત્ર સહિત જ ગામમાથી બહાર નીકળ્યા. ત્યારે તેમને 'આજે ભિક્ષા મળી કે નહિ' એમ મારે પૂછ્યું. આ સંવાદના અંતમાં આ ગાથા છે. ધમ્મપદ–અટ્ઠકથાકારે પણ આ જ વાતમાં થોડોક ફેરફાર કરીને તે લીધી છે.

सब्बाभिभू सब्बविदूहमस्मि सब्बेसु धम्मेसु अनूपलित्तो ।
सब्बंजहो तण्हक्खये विमुत्तो सयं अभिञ्ञाय कमुद्दिसेय्यं ॥
(ધમ્મપદ—નં. ૩૫૩)

આ ગાથા મજ્ઝિમનિકાયના અરિયપરિયેસન સુત્તમાં આવે છે. તત્ત્વબોધ થયા પછી બુદ્ધ ભગવાન જ્યારે વારાણસી જવા નીકળ્યા ત્યારે બોધિવૃક્ષ (બુદ્ધ ગયા) અને ગયાની વચમાં તેમને ઉપક નામનો આજીવક મળ્યો. 'તારો ગુરુ કોણ ?' એવો આજીવકે પ્રશ્ન પૂછ્યો, ત્યારે જવાબમાં ભગવાન આ ગાથા બોલ્યા; ધમ્મપદ-અટ્ઠકથાકારે પણ આ જ વાતનો અનુવાદ કર્યો છે.

यो च पुब्बे पमज्जित्वा पच्छा सो नप्पमज्जति ।
सोमं लोकं पभासेति अब्भा मुत्तो व चन्दिमा ॥
यस्स पापं कतं कम्म कुसलेन पिथीयति ।
सोमं लोक पभासेति अब्भा मुत्तो व चन्दिमा ॥
यो हवे दहरो भिक्खु युञ्जति बुद्धसासने ।
सोमं लोकं पभासेति अब्भा मुत्तो व चन्दिमा ॥

આ ગાથાઓ મજ્ઝિમનિકાયના અંગુલિમાલસુત્તમાં (નં. ૮૬) મળે છે. અંગુલિમાલ ભયંકર લૂંટારો હતો. ભગવાને પોતાના તપોબળથી તેને તેની હિંસાત્મકવૃત્તિમાંથી છોડાવીને પોતાનો શિષ્ય બનાવ્યો. પછી ભિક્ષુ થયા પછી જ્યારે તે શ્રાવસ્તી નગરીમાં ભિક્ષા માગતો હતો ત્યારે લોકોએ તેને ઓળખી કાઢ્યો અને તેને સારી રીતે માર માર્યો, તો પણ અંગુલિમાલની શાંતિ અટલ રહી. આ પ્રસંગે તે એકાન્તમાં

હતો ત્યારે તેના મુખમાંથી જે ઉદ્‌ગાર નીકળ્યા તે પૈકી પહેલી ત્રણ ગાથાઓ છે. આમાંની પહેલી બે, ધમ્મપદના લોકવગ્ગમાં અને છેલ્લી ભિકખુવગ્ગના અંતમાં મળી આવે છે. આ ત્રણ ગાથાઓ ઉપર ધમ્મપદ–અટ્ઠકથાકારે અનુક્રમે, સંમાર્જની સ્થવિરની, અંગુલિમાલની અને સુમનશ્રામણેરની–એમ ત્રણ કથાઓ રચી.

આ અટ્ઠકથાકારે એક કે અનેક ગાથાઓ ઉપર એકાદ વાત રચીને તેના અન્તમાં ગાથા અને તે ગાથાનો કે ગાથાઓનો અર્થ આપ્યો છે. ધમ્મપદની ગાથાઓનો અર્થ બેસારવામાં આ ટીકા બહુ ઉપયોગી છે, તો પણ બધી વાર તેના ઉપર વિશ્વાસ મૂકી શકાય એમ નથી. દાખલા તરીકે,

सुदस्सं वज्जमञ्ञेसं अत्तनो पन दुद्दसं ।
परेसं हि सो वज्जानि ओपुणाति यथा भुसं ।
अत्तनो पन छादेति कलिं व कितवा सठो ॥

(ધમ્મપદ–નં. ૨૫૨)

આ ગાથાનાં છેલ્લાં બે પદો ઉપર આ પ્રમાણે ટીકા છેઃ—
कलिं व कितवा सठो ति एत्थ सकुणेसु अपरज्झनभावेन अत्तभावो कली नाम, साखाभङ्गादिकं पटिच्छादनं कितवा नाम, साकुणिको सठो नाम । यथा सकुणलुद्दको सकुणे गहेत्वा मारेतुकामो कितवाय अत्तभावं पटिच्छादेति एवं अत्तनो वज्जं छादेती ति अत्थो ॥ આનો અર્થ એ કેઃ—'પક્ષીઓને પકડનાર પારધીનો દેહ કલિ જાણવો, છુપાઈ રહેવા માટે ઝાડની ડાળીઓ વગેરેથી તૈયાર કરેલી જગ્યા કિતવા, અને પારધી શઠ. જેમ

પારધી પોતાનો દેહ કિતવાની પાછળ છુપાવે છે તેમ મનુષ્ય પોતાના દોષ છુપાવે છે.' અહિં અટ્ઠકથાકાર અર્થને એક બાજુએ મૂકી બહુ દૂર ગયો છે એમાં શક નથી. સુત્ત-નિપાતમાના કોકાલિયસુત્તમાં આ ગાથા મળે છે:—

अप्पमत्तो अयं कलि ।
यो अक्खेसु धनपराजयो ।
सब्बस्सापि सहापि अत्तना ।
अयमेव महत्तरो कलि ।
यो सुगतेसु मनं पदोसये ॥

અહિં કલિ એટલે જુગારમાં ધનહાનિ એમ કહ્યું છે, અને તે જ અર્થ ધમ્મપદની ગાથામાં પણ લઇએ તો તે બરાબર બંધબેસતો આવે છે. कितवा શબ્દ સ્ત્રીલિંગી છે એમ ટીકાકારે માની લીધું છે. પણ તે સ્ત્રીલિંગી ન હોઈ પુલ્લિંગી છે અને कितवा એ તે શબ્દની પાંચમી વિભક્તિ છે. કિતવ એટલે પાસાથી રમનાર. તેનાથી, બીજો પાસાથી રમનાર શઠ પોતાની હાનિ (અથવા હાનિકારક પાસો) છુપાવી રાખવાનો પ્રયત્ન કરે છે તે પ્રમાણે મનુષ્ય પોતાના દોષો બીજાથી છુપાવી રાખે છે એવો આ ગાથાનો સરળ અર્થ છે. મતલબ કે, અર્થની બાબતમાં પણ અટ્ઠકથાકારનું પૂર્ણ-પણે અનુકરણ થઇ શકતું નથી. પરંતુ ધમ્મપદ ગ્રંથ સાદો અને સરળ હોવાથી તેમાં આવાં દુર્બોધ સ્થાનો ક્વચિત જ આવે છે.

ધમ્મપદ શબ્દના અર્થ સંબંધે પાશ્ચાત્ય પંડિતોમાં મોટો મતભેદ છે. એક પક્ષે पद શબ્દનો અર્થ ઉપાય કે

માર્ગ (Path) કર્યો છે. બીજા પક્ષે પદ નો અર્થ વાક્ય (Word) કર્યો છે. આમાંનો પહેલો પક્ષ પ્રો. મૅક્સમૂલરનો છે અને તે જ વધારે પ્રબળ દેખાય છે.[1] પદ શબ્દનો માર્ગ એવો અર્થ થઈ શકે છે. પરંતુ તે અહિં લાગુ પડતો નથી. ધમ્મપદમાં ધર્મનો માર્ગ બતાવેલ નથી પણ કેવળ ધર્મ-વાક્યોનો સંગ્રહ કરેલો છે. " एक गाथा पद सेय्यो " (૧૦૧) " एक अत्यपद सेय्यो " (૧૦૦) આ જગ્યાએ પદ શબ્દનો જે અર્થ છે તે જ 'धम्मपद' શબ્દમાં પણ લાગુ પડે છે, અને ચિની ગ્રંથકારોને પણ આ જ અર્થ પસંદ પડે છે.[2] આ ધર્મવાક્યો કે આ ધાર્મિક ગાથાઓ બુદ્ધ ભગવાનની કે બૌદ્ધ શ્રાવકોની જ છે એવું નથી, પણ બીજા પંથના શ્રમણ બ્રાહ્મણોની ગાથાઓનો પણ આમાં સમાવેશ થએલો છે, એ ઉપર આપેલી તાયન દેવપુત્તની ગાથાઓ ઉપરથી ચોકખું જણાય છે. તો પણ જૈન ગ્રંથમાં મળી આવતા આના એક બે દાખલાઓ અહિં આપીએ તો તે અસાંપ્રત નહિ ગણાય.

यो सहस्सं सहस्सेन (નં. ૧૦૩) આ ધમ્મપદગાથાનો અનુવાદ ઉત્તરાધ્યયનના નવમા અધ્યયનમાં મળે છે તે આ પ્રમાણે:—

---

૧. Introduction to the Dhammapada (1898)- by Prof Max muller pp 53–57

૨. Mr. Beal informs us that the Chinese seem to have taken Dhammapada in the sense of 'stanzas of law,' 'law-texts' or 'scripture texts.' (The same Introduction p. 56)

जो सहस्सं सहस्साण संगामे दुज्जए जिणे ।
एगं जिणेज्ज अप्पाणं एस से परमो जओ ॥

मासे मासे कुसग्गेन (नं. ७०) આ ગાથાનો અનુવાદ તે જ અધ્યયનમાં છે તે આ મુજબ:—

मासे मासे उ जो बालो कुसग्गेण तु भुंजइ ।
न सो सुक्खायधम्मस्स कलं अग्घइ सोलसिं ॥

આ સિવાય આ સૂત્રના ૨૫મા અધ્યયનમાં ધમ્મપદના બ્રાહ્મણવગ્ગની ઘણી ગાથાઓનો અનુવાદ આવેલો છે. દશવૈકાલિકસૂત્રમાં પણ ધમ્મપદની ગાથાઓ જેવી કેટલીક ગાથાઓ આવે છે. આનો અર્થ, જૈનોએ બૌદ્ધ ગ્રંથમાંથી કે બૌદ્ધોએ જૈન ગ્રંથમાંથી આ ગાથાઓ લીધી એમ સમજવાનો નથી. બુદ્ધકાળ પછી ૨૦૦–૩૦૦ વર્ષો સુધી શ્રમણપંથમાં સંકુચિતતા આવી નહોતી, અને એક બીજા પાસેથી સુભાષિતો શીખવાં એ નિંદ્ય ગણાતું નહોતું.

આનો એક સરસ દાખલો અંગુત્તરનિકાયના પંચકનિપાતમાં મળે છે. બુદ્ધ ભગવાન કહે છે:—
पञ्चिमे भिक्खवे आनिसंसा समवत्थचारे। कतमे पञ्च। अस्सुतं सुणाति, सुतं परियोदपेति, सुतेनेकच्चेन विसारदो होति, न गाळ्ह रोगातंकं फुसति, मित्तवा च होति। इमे खो भिक्खवे पञ्च आनिसंसा समवत्थचारे ति।[1]

---

૧. આ સુત્ત પંચકનિપાતના પાચમા પણ્ણાસકના આરંભમા આવે છે. તેમા પ્રથમ ઉતાવળે પ્રવાસ કરવામા પાચ દોષ બતાવેલા છે, અને પછી ધીમે ધીમે પ્રવાસ કરવામા આ પાચ ગુણો બતાવેલા છે.

અર્થ:—હે ભિક્ષુઓ, ધીમે ધીમે પ્રવાસ કરવામાં પાંચ ગુણ રહેલા છે. તે કયા ? પહેલાં જે ધર્મવાક્ય સાંભળ્યું ન હોય તે સંભળાય છે, જે સાંભળ્યું હોય તેનુ પરિશોધન થાય છે, કેટલીક વાતોમાં પૂર્ણ જ્ઞાન મળે છે, તેને ભયંકર રોગ લાગુ પડતો નથી, અને તે મૈત્રી બાંધે છે. હે ભિક્ષુઓ, ધીમે ધીમે[1] પ્રવાસ કરવામાં આ પાંચ ગુણ રહેલા છે.

આ અને આની નીચેના બીજા સૂત્રમાં પણ આવી જ જાતના બીજા પાંચ ગુણો બતાવેલા છે. આમાં, પોતાના શ્રાવકો બીજા પંથોના શ્રમણબ્રાહ્મણો પાસેથી જ્ઞાનસંગ્રહ કરે એવો બુદ્ધ ભગવાનનો હેતુ સ્પષ્ટ રીતે દેખાય છે. આજકાલના પુરાણપ્રિય બૌદ્ધ પંડિતોને કહીએ કે ધમ્મપદમાં બીજા પંથોના શ્રમણબ્રાહ્મણોની ગાથાઓનો સંગ્રહ કરેલો નજરે પડે છે, તો તે તેમને મુદ્દલ ગમશે નહિ. આ બધી ગાથાઓ બુદ્ધ ભગવાન જ બોલ્યા છે એ વિશે તેમને સંપૂર્ણ શ્રદ્ધા છે. અને તેમની સાથે વાદવિવાદ કરવામાં કાંઇ ફાયદો થાય એ અશક્ય છે. પરંતુ એક સમયે હિંદુસ્તાનના અનેક પંથોમાં આવી જાતનું સખ્ય અને સહાનુભૂતિ હતાં એ હકીકત આપણો તરુણ વર્ગ સમજે એ ઇષ્ટ છે. અને માટે જ આ સંબંધે આટલો વિસ્તાર કરવો એ અમને યોગ્ય જણાયું.

---

૧. મુસાફરી કરતા ખાસ વિશિષ્ટ જગાઓએ કેટલાક દિવસ રહેવું, અને ત્યાંથી મેળવવા જેવું હોય તે જ્ઞાન મેળવી, વળી આગળ ચાલવું, અને વળી બીજી એવી જ ઉપયુક્ત જગાએ થોભવું. આ ધીમે ધીમે પ્રવાસ કરવાનો અર્થ છે.

ધમ્મપદની ગાથાઓ અનુસાર તેમની વર્ગવારી કરવામાં આવી. અને તે વર્ગવારી એકાદ સૈકા પછીની તો હોવી જ જોઇએ. ઉપર કહી ગયા છીએ કે અંગુલિમાલની ત્રણ ગાથાઓ પૈકી બે ગાથાઓ લોકવગ્ગમાં અને ત્રીજી ભિકખુ-વગ્ગના અંતમાં મળી આવે છે. વર્ગીકરણ કરનારાએ પહેલી બે ગાથાઓમાં 'લોક' શબ્દ હોવાથી તેમને લોકવગ્ગમાં અને ત્રીજીમાં 'ભિકખુ' શબ્દ હોવાથી તેને ભિકખુવગ્ગમાં દાખલ કરી. આ જ રીતે તેણે બીજા વગ્ગોનું પણ વર્ગીકરણ કર્યું છે. અર્થાત્ વગ્ગમાંની ગાથાઓમાં પૂર્વાપર સંબંધ કોઇવાર જ મળે છે.

ચિની તુર્કસ્તાનમાં ખોટાન પાસે મળી આવેલ એક ખંડિત હસ્તલિખિત પુસ્તક ઉપરથી એવું જણાય છે કે ખરોષ્ટી લિપિમાં લખેલું એક પ્રાકૃત ધમ્મપદ હતું. આ પુસ્તક ઇસ્વીસન પછી ત્રીજા સૈકાના ચોથા પાદમાં (A. D. 269) લખાયું હોવું જોઇએ એવો તજ્જ્ઞોનો મત છે. આ સિવાય ચિનીભાષામાં ધમ્મપદનાં ત્રણ જૂદાં જૂદાં સંસ્કરણો નજરે પડે છે [૧] આ બધા ઉપરથી પાલિ ભાષાનું ધમ્મપદ ઘણું પ્રાચીન છે એમ સિદ્ધ થાય છે.

આમાં જોકે અનેક પંથોના શ્રમણબ્રાહ્મણોની ઉક્તિ-ઓનો સંગ્રહ કરેલો છે તો પણ તે પરસ્પરવિરોધી નથી;

---

૧. જેમને વધારે માહિતી જોઇતી હોય તેમણે નીચેનું પુસ્તક જોવું. 1. Introduction to Prakrit Dhammapada– by Benimadhab Barua and Sailendranath Mitra. (1921 University of Calcutta)

અહિંસાત્મક ધ્યેયને પુષ્ટિ આપનારી જ છે. કુશલ માલા-કાર જૂદી જૂદી જાતના રંગોનાં ફૂલોની ગૂંથણીથી જેમ એક સરસ ગુચ્છ કે એકાદ સુંદર માળા બનાવે તેવી જાતનું આ ધમ્મપદ છે. આમાં આપણા પૂર્વજોના અહિંસાત્મક ધ્યેયને આધાર આપનારાં સુભાષિતોનો ઘણી જ કુશળતાથી સંગ્રહ કરેલો છે, અને તેનું ગૂજરાતી ભાષાન્તર અર્પણ કરવા માટે હાલ અમને મહાત્મા ગાંધીજી સિવાય બીજી વ્યક્તિ કઈ મળી શકે ? કારણકે, આજે તેઓ પણ અહિંસાના જ માર્ગે હિંદુસ્તાનના જૂદા જૂદા ધર્મપંથોનું ઐક્ય સાધવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આ ભાષાંતરનો સ્વીકાર કરવા માટે અમે તેમનો આભાર માનીએ છીએ અને યથામતિ કરેલું આ ભાષાંતર ગૂજરાતી વાચકવર્ગ આગળ મૂકીએ છીએ.

ગૂજરાત પુરાતત્ત્વમંદિર<br>
માર્ગશીર્ષ પૌર્ણિમા<br>
સંવત ૧૯૮૧

# પાઠભેદ

સી. (૧) દેવમિત્ત સ્થવિરે શુદ્ધ કરેલું તથા લકાભિનવ વિશ્રુત છાપખાનામાં છાપેલું, (૨) સીલ ક્ખન્ધ સ્થવિરે શુદ્ધ કરેલું તથા બુદ્ધિસ્ટ ટેક્સ્ટ સોસાયટીએ (Buddhist Text Society) પ્રસિદ્ધ કરેલું, અને (૩) સૂર્યગોડ સુમંગલ સ્થવિરે શુદ્ધ કરેલું તથા પાલિ ટેક્સ્ટ સોસાયટીએ છાપેલું ધમ્મપદ; આ ધમ્મપદના ત્રણ સંસ્કરણોમા સિંહલી પાઠોનું પ્રાધાન્ય છે. પાલિ ભાષામા સિંહલ શબ્દને માટે સીહલ શબ્દ વપરાય છે. માટે એ પાઠોનું નિદર્શક સી. ચિહ્ન વાપરવામાં આવ્યુ છે.

म. બ્રહ્મદેશના હસાવતી છાપખાનામા છાપેલું ધમ્મપદનું આ એક જ પુસ્તક અમને મળ્યું છે. તેમાંના પાઠોનો નિર્દેશ म. અક્ષરવડે અમે કર્યો છે. કારણ કે, બ્રહ્મદેશને પાલિ ભાષામાં मरम्मरट्ठ કહે છે.

अ. એટલે ધમ્મપદની અટ્ઠકથા. ઇ. સ. ૧૮૯૮ માં કોલંબોના 'ગ્રંથપ્રકાશ' છાપખાનામા છાપેલા આ અટ્ઠકથાના સસ્કરણનો અહિં ઉપયોગ કર્યો છે, અને તેમાના પાઠોને अ. સંજ્ઞા આપવામાં આવી છે.

# અનુક્રમણિકા

॥ नमो तस्स भगवतो अरहतो सम्मासम्बुद्धस्स ॥

# धम्मपदं

## १

## [ यमकवग्गो ]

१. मनोपुब्बङ्गमा धम्मा मनोसेट्ठा मनोमया ।
मनसा चे पदुट्ठेन भासति वा करोति वा ।
ततो नं दुक्खमन्वेति चक्कं व वहतो पदं ॥ १ ॥

२. मनोपुब्बङ्गमा धम्मा मनोसेट्ठा मनोमया ।
मनसा चे पसन्नेन भासति वा करोति वा ।
ततो नं सुखमन्वेति छाया व अनपायिनी ॥ २ ॥

३. अक्कोच्छि मं अवधि मं अजिनि मं अहासि मे ।
ये तं उपनय्हन्ति वेरं तेसं न सम्मति ॥ ३ ॥

४. अक्कोच्छि मं अवधि मं अजिनि मं अहासि मे ।
ये तं न उपनय्हन्ति वेरं तेसूपसम्मति ॥ ४ ॥

५. न हि वेरेन वेरानि सम्मन्तीध कुदाचनं ।
अवेरेन च सम्मन्ति एस धम्मो सनन्तनो ॥ ५ ॥

તે સમ્યક્ સંબુદ્ધ ભગવાન અરહન્તને નમસ્કાર.

# ધમ્મપદ

## ૧

## [ યમકવર્ગ ]

૧. ધર્મો—પદાર્થોમાં મન અગ્રેસર છે, મન શ્રેષ્ઠ છે, ધર્મો મનોમય છે; જો કોઇ પ્રદુષ્ટ મનથી બોલે કે કર્મ કરે તો પછી, વાહને જોડેલા પ્રાણીના પગલા પાછળ ચક્ર ચાલે તેમ તેની પાછળ દુઃખ ચાલે છે. ૧

૨. ધર્મોમાં મન અગ્રેસર છે, મન શ્રેષ્ઠ છે, ધર્મો મનોમય છે; જો કોઇ પ્રસન્ન મનથી બોલે કે કર્મ કરે તો પછી છુટી નહિ પડનારી છાયાની પેઠે સુખ તેની પાછળ ચાલે છે. ૨

૩. મને ગાળો દીધી, મને માર્યો, મને જીતી ગયો, મારૂં હરી ગયો; જેઓ એવી વાતની ગાંઠ વાળી રાખે છે તેમનું વૈર શમતું નથી. ૩

૪. મને ગાળો દીધી, મને માર્યો, મને જીતી ગયો, મારૂં હરી ગયો; જેઓ એવી વાતની ગાંઠ વાળતા નથી તેમનું વૈર શમે છે. ૪

૫. અહીંઆં કદી પણ વૈરથી વૈર શમતું નથી, અવૈરથી—પ્રેમથી શમે છે; એ સનાતન ધર્મ છે. ૫

६. परे च न विजानन्ति मयमेत्थ यमामसे ।
ये च तत्थ विजानन्ति ततो सम्मन्ति मेधगा ॥ ६ ॥

७. सुभानुपस्सि विहरन्तं इन्द्रियेसु असंवुतं ।
भोजनम्हि अमत्तञ्ञुं कुसीतं हीनवीरियं ॥
तं वे पसहति मारो वातो रुक्खं व दुब्बलं ॥ ७ ॥

८. असुभानुपस्सिं विहरन्तं इन्द्रियेसु सुसंवुतं ।
भोजनम्हि च मत्तञ्ञुं सद्धं आरद्धवीरियं ।
तं वे नप्पसहति मारो वातो सेलं व पब्बतं ॥ ८ ॥

९. अनिक्कसावो कासावं यो वत्थं परिदहेस्सति[1] ।
अपेतो दमसच्चेन न सो कासावमरहति ॥ ९ ॥

१०. यो च वन्तकसावस्स सीलेसु सुसमाहितो ।
उपेतो दमसच्चेन स वे कासावमरहति ॥ १० ॥

११. असारे सारमतिनो सारे चासारदस्सिनो ।
ते सारं नाधिगच्छन्ति मिच्छासङ्कप्पगोचरा ॥ ११ ॥

१२. सारं च सारतो ञत्वा असारं च असारतो ।
ते सारं अधिगच्छन्ति सम्मासङ्कप्पगोचरा ॥ १२ ॥

---

१ म. परिदहिस्सति.

૬. બીજાઓ ભલે ન જાણતા હોય અમે આમાં સંયમ કરીશું એમ જે તે પ્રસંગે જાણે છે તેથી કલહો શમે છે. ૬

૭. શુભ દેખીને વિહાર કરનારને, ઇન્દ્રિયોમાં અસંવૃતને, ભોજનમાં માત્રા–માપ નહિ જાણનારાને, આળસુને, હીનવીર્યને—તેને માર, દુર્બલ વૃક્ષને વાયુની પેઠે, મારી પાડે છે. ૭

૮. અશુભ દેખીને વિહાર કરનારને, ઈન્દ્રિયોમાં સુસંવૃત રહેનારને, શ્રદ્ધાવાળાને, વીર્યશાળીને—તેને માર, શિલાવાળા પર્વતને વાયુની પેઠે, મારી શકતે [illegible]. ૮

૯. પોતામાંથી કષાય (પાપવૃત્તિ) ગયો નથી એવો, દમ અને સત્યથી વેગળો જે કષાય વસ્ત્ર ધારણ કરે તે કષાયને યોગ્ય નથી. ૯

૧૦. જેણે કષાયનું વમન કર્યું છે, જે શીલમાં સમાધિવાળો છે, દમ અને સત્યવાળો છે તે કષાયને યોગ્ય છે. ૧૦

૧૧. અસારમાં સારબુદ્ધિવાળા, અને સારમાં અસાર દેખનારા, મિથ્યા સંકલ્પમાં ફરનારા તે સાર પામતા નથી. ૧૧

૧૨. સારમાંથી સાર જાણીને અને અસારમાંથી અસાર જાણીને સમ્યક્ સંકલ્પમાં ફરનારા તે સાર પામે છે. ૧૨

१३. यथा अगारं दुच्छन्नं वुट्ठि समतिविज्झति ।
एवं अभावितं चित्तं रागो समतिविज्झति ॥ १३ ॥

१४. यथा अगारं सुच्छन्नं वुट्ठि न समतिविज्झति ।
एवं सुभावितं चित्तं रागो न समतिविज्झति ॥ १४ ॥

१५. इध सोचति पेच्च सोचति पापकारी उभयत्थ सोचति ।
सो सोचति सो विहञ्ञति दिस्वा कम्म किलिट्ठमत्तनो ॥१५॥

१६. इध मोदति पेच्च मोदति कतपुञ्ञो उभयत्थ मोदति ।
सो मोदति सो पमोदति दिस्वा कम्म विसुद्धमत्तनो[2] ॥१६॥

१७. इध तप्पति पेच्च तप्पति पापकारी उभयत्थ तप्पति ।
पापं मे कतं ति तप्पति भिय्यो[3] तप्पति दुग्गतिं गतो॥१७॥

१८. इध नन्दति पेच्च नन्दति कतपुञ्ञो उभयत्थ नन्दति ।
पुञ्ञं मे कतं ति नन्दति भिय्यो[3] नन्दति सुग्गतिं गतो ॥१८॥

---

२ सो. कम्मविसुद्धि. ३ सी. भीयो.

૧૩. જેમ ખરાબ રીતે છાયેલા ઘરમાં વરસાદ સોંસરો પડે છે તેમ અભાવિત અર્થાત્ ભાવના ( ધ્યાન ) વિનાના ચિત્તમાં રાગ સોંસરો પડે છે. ૧૩

૧૪. જેમ સારી રીતે છાયેલા ઘરમાં વરસાદ સોંસરો પડતો નથી તેમ સુભાવિત ચિત્તમાં રાગ સોંસરો પડતો નથી. ૧૪

૧૫. પાપકારી આ લોકમાં શોક કરે છે, પરલોકમાં શોક કરે છે, બન્ને જગાએ શોક કરે છે; આત્માને કર્મથી ક્લેશવાળો થયેલો જોઇને તે શોક કરે છે, તે આઘાત પામે છે. ૧૫

૧૬. પુણ્યકારી આ લોકમાં મોદ કરે છે, પરલોકમાં મોદ કરે છે, બન્ને જગાએ મોદ કરે છે; આત્માને કર્મથી શુદ્ધ જોઇને તે મોદ કરે છે, તે પ્રમોદ કરે છે.

૧૭. પાપકારી આ લોકમાં તાપ કરે છે, પરલોકમાં તાપ કરે છે, બન્ને જગાએ તાપ કરે છે; મેં પાપ કર્યું એમ કરી તાપ કરે છે, દુર્ગતિ પામેલો તે વારંવાર તાપ કરે છે. ૧૭

૧૮. પુણ્યકારી આ લોકમાં આનંદ કરે છે, પરલોકમાં આનંદ કરે છે, બન્ને જગાએ આનંદ કરે છે; મેં પુણ્ય કર્યું એમ કરી આનંદ કરે છે, સ્વર્ગગતિ પામેલો તે વારંવાર આનંદ કરે છે. ૧૮

१९. बहुं पि चे सहितं भासमानो न तक्करो होति नरो पमत्तो ।
गणयन् गोपो व गावो गणयं परेसं न भागवा सामञ्ञस्स होति॥१९॥

२०. अप्पं पि चे सहितं भासमानो
धम्मस्स होति अनुधम्मचारी ।
रागं च दोसं च पहाय मोहं
सम्मप्पजानो सुविमुत्तचित्तो ।
अनुपादियानो इध वा हुरं वा
स भागवा सामञ्ञस्स होति ॥ २० ॥

यमकवग्गो पठमो ॥

२

[ अप्पमादवग्गो ]

२१. अप्पमादो अमतपदं पमादो मच्चुनो पदं ।
अप्पमत्ता न मीयन्ति ये पमत्ता यथा मता ॥ १ ॥

२२. एतं विसेसतो ञत्वा अप्पमादम्हि पण्डिता ।
अप्पमादे पमोदन्ति अरियानं गोचरे रता ॥ २ ॥

२३. ते झायिनो साततिका निच्चं दळ्हपरक्कमा ।
फुसन्ति धीरा निब्बानं योगक्खेमं अनुत्तरं ॥ ३ ॥

૧૯. બહુ સાહિત્ય બોલતો પણ તે પ્રમાણે કાર્ય નહિ કરનારો પ્રમાદી પુરુષ, પારકી ગાયો ગણતા ગોવાળની પેઠે, શ્રમણપણાનો ભાગદારી થતો નથી. ૧૯

૨૦. અલ્પ જ સાહિત્ય બોલતો પણ ધર્મનું અનુવર્તન કરનારો, રાગ દ્વેષ અને મોહને છોડીને સમ્યક્ રીતે જાગૃત રહેનારો અને સારી રીતે વિમુક્ત ચિત્તવાળો, આ લોકમાં કે પરલોકમાં ઉપાદાન નહિ કરવાવાળો તે શ્રમણપણાનો ભાગદારી થાય છે. ૨૦

પ્રથમ યમકવર્ગ સમાપ્ત

૨

## [ અપ્રમાદવર્ગ ]

૨૧. અપ્રમાદ એ અમૃતનો માર્ગ છે પ્રમાદ એ મૃત્યુનો માર્ગ છે. અપ્રમત્ત પુરુષો મરતા નથી, પ્રમત્ત પુરુષો મુવા જેવા છે. ૧

૨૨. અપ્રમાદમાં એ વિશેષ જાણીને પંડિતો આર્યોના ગોચરમાં ( સત્કર્મોમાં ) રત રહેતા અપ્રમાદમાં પ્રમોદ પામે છે. ૨

૨૩. તે ધ્યાન કરવાવાળા, સતત ક્રિયા કરવાવાળા, નિત્ય દૃઢ પરાક્રમવાળા ધીર પુરુષો અનુત્તર એટલે જેનાથી બીજું કોઇ ઉત્તમ નથી એવા યોગક્ષેમ નિર્વાણને સ્પર્શે છે—ભોગવે છે. ૩

२४. उट्ठानवतो सतिमतो सुचिकम्मस निसम्मकारिनो।
संयतस्स च धम्मजीविनो अप्पमत्तस्स यसोऽभिवड्ढति ॥४॥

२५. उट्ठानेनप्पमादेन संयमेन दमेन च।
दीपं कयिराथ मेधावी यं ओघो नाभिकीरति ॥ ५ ॥

२६. पमादमनुयुञ्जन्ति बाला दुम्मेधिनो जना।
अप्पमादं च मेधावी धनं सेट्ठं व रक्खति ॥ ६ ॥

२७. मा पमादमनुयुञ्जेथ मा कामरतिसन्थवं।
अप्पमत्तो हि झायन्तो पप्पोति विपुलं सुखं ॥ ७ ॥

२८. पमादं अप्पमादेन यदा नुदति पण्डितो।
पञ्ञापासादमारुय्ह असोको सोकिनिं पजं।
पब्बतट्ठो व भुम्मट्ठे धीरो बाले अवेक्खति ॥ ८ ॥

२९. अप्पमत्तो पमत्तेसु सुत्तेसु बहुजागरो।
अबलस्सं व सीघस्सो हित्वा याति सुमेधसो ॥ ९ ॥

३०. अप्पमादेन मघवा देवानं सेट्ठतं गतो।
अप्पमादं पसंसन्ति पमादो गरहितो सदा ॥१०॥

૨૪. ઉત્થાનવાળા, સ્મૃતિવાળા, શુચિ કર્મવાળા, વિચારીને કામ કરનારા, સંયમ રાખનારા, ધર્મથી આજીવિકા કરનારા અપ્રમત્ત પુરુષનો યશ વધે છે. ૪

૨૫. ઉત્થાન વડે, અપ્રમાદ વડે, સંયમ વડે અને દમ વડે મેધાવીએ દ્વીપ કરવો જેને ઓઘ એટલે પૂર વિખેરી શકતું નથી. ૫

૨૬. બાળકો એટલે અજ્ઞાનીઓ અને દુર્મેધાવાળા જનો પ્રમાદમાં લાગે છે. મેધાવી પુરુષ અપ્રમાદને શ્રેષ્ઠ ધનની પેઠે સાચવે છે. ૬

૨૭. પ્રમાદમાં લાગો નહિ, કામરતિમાં પ્રેમ રાખો નહિ; ધ્યાન કરતો અપ્રમત્ત પુરુષ વિપુલ સુખ પામે છે. ૭

૨૮. પંડિત પુરુષ જ્યારે પ્રમાદથી અપ્રમાદને હાંકી કાઢે છે ત્યારે, પ્રજ્ઞાપ્રાસાદ ઉપર ચઢીને, પોતે શોક વિનાનો શોકવાળી પ્રજાને, પર્વત ઉપર ઊભેલો ભૂમિ ઉપર ઊભેલાને દેખે છે તેમ તે ધીર બાળકોને (મૂર્ખોને) દેખે છે. ૮

૨૯. જે પ્રમત્ત લોકોમાં અપ્રમત્ત, સૂતેલામાં બહુ જાગનારો છે; તે સુમેધ, શીઘ્રઅશ્વવાળો દુબળા અશ્વવાળાને છોડીને જાય, તેમ જાય છે. ૯

૩૦. મઘવા એટલે ઇન્દ્ર અપ્રમાદથી દેવોમાં શ્રેષ્ઠત્વ પામ્યો છે; સુજ્ઞો અપ્રમાદની પ્રશંસા કરે છે, પ્રમાદ હમેશાં નિન્દ્ય છે. ૧૦

૩૧. અપ્રમાદમાં રત અને પ્રમાદમાં ભયદર્શી ભિક્ષુ અણુ અને સ્થૂલ સંયોજનોને બાળતો અગ્નિની પેઠે જાય છે. ૧૧

૩૨. અપ્રમાદમાં રત અને પ્રમાદમાં ભયદર્શી ભિક્ષુ પડવાને અશક્ય છે, નિર્વાણની પાસેજ છે. ૧૨

બીજો અપ્રમાદવર્ગ સમાપ્ત.

## ૩

## [ ચિત્તવર્ગ ]

૩૩. ફરકતું, ચપલ, દુઃખથી રક્ષણ કરી શકાય, દુઃખથી નિવારણ કરી શકાય, એવા ચિત્તને મેધાવી, બાણકાર બાણના રાડાને સીધું કરે છે તેમ, સીધું કરે છે. ૧

૩૪. પાણીરૂપી ઘરમાંથી ઉપાડીને જમીન ઉપર નાંખેલું માછલું જેમ તરફડે છે તેમ ચિત્ત મારના વિષયને છોડી દેતાં તરફડે છે. ૨

૩૫. નિગ્રહ કરવું મુશ્કિલ, ચપલ, સ્વેચ્છાચારી એવા ચિત્તનું સારી રીતે દમન કરો; દમન કરેલું ચિત્ત સુખ આપે છે. ૩

૩૬. જોવું સારી પેઠે કઠિન, સુનિપુણ, સ્વેચ્છાચારી એવા ચિત્તનું મેધાવીએ રક્ષણ કરવું; રક્ષણ કરેલું ચિત્ત સુખ આપે છે. ૪

३७. दूरङ्गमं एकचरं असरीरं गुहासयं ।
ये चित्तं संयमेस्सन्ति मोक्खन्ति मारबन्धना ॥ ५ ॥

३८. अनवट्ठितचित्तस्स सद्धम्मं अविजानतो ।
परिप्लवपसादस्स पञ्ञा न परिपूरति ॥ ६ ॥

३९. अनवस्सुतचित्तस्स अनन्वाहतचेतसो ।
पुञ्ञपापपहीनस्स नत्थि जागरतो भयं ॥ ७ ॥

४०. कुम्भूपमं कायमिमं विदित्वा नगरूपमं चित्तमिदं ठपेत्वा ।
योधेथ मारं पञ्ञायुधेन जितं च रक्खे अनिवेसनो सिया ॥८॥

४१. अचिरं वतयं कायो पठविं अधिसेस्सति ।
छुद्धो अपेतविञ्ञाणो निरत्थं व कलिङ्गरं ॥ ९ ॥

४२. दिसो दिसं यं तं कयिरा वेरी वा पन वेरिनं ।
मिच्छापणिहितं चित्तं पापियो नं ततो करे ॥ १० ॥

४३. न तं माता पिता कयिरा अञ्ञे वापि च ञातका ।
सम्मापणिहितं चित्तं सेय्यसो नं ततो करे ॥ ११ ॥

चित्तवग्गो ततियो ।

૩૭. દૂર જનારૂં, શરીર વિના એકલું જનારૂં, ગુહામાં સંતાઇ રહેનારૂં, એવા ચિત્તનો જે સચમ કરે છે તે મારના અંધનોથી મુક્ત થાય છે. ૫

૩૮. જેનું ચિત્ત સ્થિર નથી, જે સદ્ધર્મને જાણતો નથી, જેનો પ્રસાદ અર્થાત્ શ્રદ્ધા કલુષિત થઈ છે, એવાની પ્રજ્ઞા પરિપૂર્ણ થતી નથી. ૬

૩૯. કામાસક્તિથી વિરહિત ચિત્તવાળો, જેના ચિત્તને આઘાત લાગ્યો નથી, જેણે પુણ્ય પાપ છોડી દીધાં છે એવા જાગતા પુરુષને ભય નથી. ૭

૪૦. કાયાને કુંભ જેવી જાણીને, ચિત્તને નગર જેવું [ અર્થાત્ રક્ષણ માટે સજ્જ ] રાખીને, પ્રજ્ઞારૂપી આયુધ વડે મારની સાથે યુદ્ધ કરવું અને [ યોદ્ધા જેમ અનિવેશી એટલે નિવેશ=તંબુ વિનાનો, તંબુ બહાર રહે છે તેમ નિવેશ=આસક્તિ વિનાના= ] અનિવેશી રહી જીતેલાનું રક્ષણ કરવું. ૮

૪૧. થોડાજ કાળમાં આ કાયા વિજ્ઞાન વિનાની, નક્કામી કઠોળની સાંઠી જેવી ફેંકી દીધેલી, પૃથ્વી ઉપર પડી રહેશે. ૯

૪૨. શત્રુ શત્રુનું કરે અથવા વૈરી વૈરીનું કરે એથી પણ વધારે ભૂંડું મિથ્યા લગાડેલું ચિત્ત એને કરે છે. ૧૦

૪૩. માતા પિતા એનું ન કરે અથવા અન્ય સગાં એનું ન કરે એટલું શ્રેય સમ્યક્ લગાડેલું ચિત્ત એને કરે છે. ૧૧

ત્રીજો ચિત્તવર્ગ સમાપ્ત.

४

# [ पुप्फवग्गो ]

४४. को इमं[४] पठविं विचेस्सति[५] यमलोकं च इमं सदेवकं ।
को धम्मपदं सुदेसितं कुसलो पुप्फमिव पचेस्सति ॥ १ ॥

४५. सेखो पठविं विचेस्सति[५] यमलोकं च इमं सदेवकं ।
सेखो धम्मपदं सुदेसितं कुसलो पुप्फमिव पचेस्सति ॥२॥

४६. फेणूपमं कायमिमं विदित्वा
मरीचिधम्मं अभिसम्बुधानो ।
छेत्वान मारस्स पपुप्फकानि[६]
अदस्सनं मच्चुराजस्स गच्छे ॥ ३ ॥

४७. पुप्फानि हेव पचिनन्तं ब्यासत्तमनसं नरं ।
सुत्तं गामं महोघो व मच्चु आदाय गच्छति ॥ ४ ॥

४८. पुप्फानि हेव पचिनन्तं ब्यासत्तमनसं नरं ।
अतित्तं येव कामेसु अन्तको कुरुते वसं ॥ ५ ॥

४९. यथापि भमरो पुप्फं वण्णगन्धं अहेठयं ।
पलेति रसमादाय एवं गामे मुनी चरे ॥ ६ ॥

---

४ म. म. ५. सी. विजेस्सति. ६ म. सपुप्फकानि.

## ૪

## [ પુષ્પવર્ગ ]

૪૪. આ પૃથ્વીને અને દેવલોક સહિત આ યમ-લોકને કોણ જાણશે? કયો કુશલ પુરુષ સારી રીતે ઉપદેશેલા ધર્મપદનો ફૂલની પેઠે સંચય કરશે? ૧

૪૫. શૈક્ષ્ય પુરુષ પૃથ્વીને અને દેવલોક સહિત આ યમલોકને જાણશે. શૈક્ષ્ય પુરુષ સારી રીતે ઉપદેશેલા ધર્મ-પદનો ફૂલની પેઠે સંચય કરશે. ૨

૪૬. ફીણ જેવી કાયાને જાણીને, મૃગતૃષ્ણા પ્રમાણે જાણનાર, મારનાં ફૂલોને છેદીને, મૃત્યુરાજની નજર બહાર જાય છે. ૩

૪૭. આસક્ત થયેલા માણસને, તે ફૂલ વીણતો હોય ને જ, સૂતેલા ગામને મહાપૂરની પેઠે, મૃત્યુ પકડીને ચાલ્યું જાય છે. ૪

૪૮. આસક્ત થયેલા માણસને, તે ફૂલ વીણતો હોય ને જ, તે કામોમાં અતૃપ્ત રહ્યો હોય ને જ અન્તક વશ કરી લે છે. ૫

૪૯. જેમ ભમરો ફૂલના વર્ણ અને ગન્ધને હાનિ કર્યા વિના તેમાંથી રસ લઇ ચાલ્યો જાય છે, એવી રીતે મુનિએ ગામમાં ફરવું. ૬

५०. न परेसं विलोमानि न परेसं कताकतं ।
अत्तनो व अवेक्खेय्य कतानि अकतानि च ॥ ७ ॥

५१. यथापि रुचिरं पुप्फं वण्णवन्तं अगन्धकं ।
एवं सुभासिता वाचा अफला होति अकुब्बतो ॥ ८ ॥

५२. यथापि रुचिरं पुप्फं वण्णवन्तं सगन्धकं[७] ।
एवं सुभासिता वाचा सफला होति पकुब्बतो[८] ॥ ९ ॥

५३. यथापि पुप्फरासिम्हा कयिरा मालागुणे बहू ।
एवं जातेन मच्चेन कत्तब्बं कुसलं बहुं ॥ १० ॥

५४. न पुप्फगन्धो पटिवातमेति
न चन्दनं तगरं मल्लिका वा ।
सतं च गन्धो पटिवातमेति
सब्बा दिसा सप्पुरिसो पवाति ॥ ११ ॥

५५. चन्दनं तगरं वा पि उप्पलं अथ वस्सिकी ।
एतेसं गन्धजातानं सीलगन्धो अनुत्तरो ॥ १२ ॥

५६. अप्पमत्तो अयं गन्धो यायं तगरचन्दनी[९] ।
यो च सीलवतं गन्धो वाति देवेसु उत्तमो ॥ १३ ॥

५७. तेसं संपन्नसीलानं अप्पमादविहारिनं ।
सम्मदञ्ञा विमुत्तानं मारो मग्गं न विन्दति ॥ १४ ॥

---

७ म. सुगन्धकं. ८ सी. सकुब्बतो. ९ म. तगरचन्दनं.

૫૦. બીજાનાં વિપરીત કૃત્યો, બીજાનું કરેલું અને નહિ કરેલું ન જોવું; પોતાનું જ કરેલું અને નહિ કરેલું જોવું. ૭

૫૧. જેવું રુચિર પુષ્પ વર્ણવાળું [ પણ ] ગંધ વિનાનું હોય, તેવી સુભાષિત વાણી ક્રિયા નહિ કરનારને અફલ જાય છે. ૮

૫૨. જેવું રુચિર પુષ્પં વર્ણવાળું અને ગંધવાળું હોય, તેવી સુભાષિત વાણી ક્રિયા કરનારને સફલ થાય છે. ૯

૫૩. જેમ પુષ્પરાશિમાંથી બહુ માલાઓ કરે એમ જન્મેલા મર્ત્યે બહુ કુશલ કરવું. ૧૦

૫૪. પુષ્પગંધ કે ચન્દન કે તગર કે મલ્લિકા સામે વાયે જતી નથી; સત્પુરુષોનો ગન્ધ સામે વાયે જાય છે, સત્પુરુષ સર્વ દિશાઓમાં ફોરે છે. ૧૧

૫૫. ચન્દન, તગર, કમલ, જુઇ, એ સર્વ ગન્ધોમાં શીલગન્ધ અનુત્તર છે. ૧૨

૫૬. આ જે તગરચન્દન છે એ ગન્ધ અલ્પમાત્ર છે; જે શીલવાનનો ગન્ધ છે તે દેવોમાં પણ ઉત્તમ વાય છે. ૧૩

૫૭. તે સપન્નશીલ, અપ્રમાદથી વિહરતા, સમ્યક્ જાણીને વિમુક્ત રહેલા પુરુષોમાં મારને માગ મળતો નથી. ૧૪

५८. यथा सङ्कारधानस्मिं उज्झितस्मिं महापथे ।
पदुमं तत्थ जायेथ सुचिगन्धं मनोरमं ॥ १५ ॥

५९. एवं सङ्कारभूतेसु अन्धभूते[10] पुथुज्जने ।
अतिरोचति पञ्ञाय सम्मासम्बुद्धसावको ॥ १६ ॥

पुप्फवग्गो चतुत्थो ॥

५

## [ बालवग्गो ]

६०. दीघा जागरतो रत्ति दीघं सन्तस्स योजनं ।
दीघो बालानं संसारो सद्धम्मं अविजानतं ॥ १ ॥

६१. चरं चे नाधिगच्छेय्य सेय्यं सदिसमत्तनो ।
एकचरियं दळ्हं कयिरा नत्थि बाले सहायता ॥ २ ॥

६२. पुत्ता मत्थि धनं मत्थि इति बालो विहञ्ञति ।
अत्ता हि अत्तनो नत्थि कुतो पुत्ता कुतो धनं ॥ ३ ॥

६३. यो बालो मञ्ञति बाल्यं पण्डितो वापि तेन सो ।
बालो च पण्डितमानी स वे बालो ति वुच्चति ॥ ४ ॥

६४. यावजीवं पि चे बालो पण्डितं पयिरुपासति ।
न सो धम्मं विजानाति दब्बी सूपरसं यथा ॥ ५ ॥

६५. मुहुत्तमपि चे विञ्ञू पण्डितं पयिरुपासति ।
खिप्पं धम्मं विजानाति जिव्हा सूपरसं यथा ॥ ६ ॥

---

१० म. अन्धीभूते.

૫૮. જેમ મોટા રસ્તા પર ફેંકેલા ઉકરડા ઉપર ત્યાં શુચિ ગન્ધવાળું મનોરમ સ્થલપદ્મ ઉત્પન્ન થાય; ૧૫

૫૯. તેમ ઉકરડા જેવા આંધળા પૃથક્ જનોમાં સમ્યક્ સંબુદ્ધ શ્રાવક પ્રજ્ઞાવડે સૌથી ઉપર ઝળહળી ઊઠે છે. ૧૬

ચોથો પુષ્પવર્ગ સમાપ્ત.

## ૫

## [ બાલવર્ગ ]

૬૦. જાગનારાની રાત લાંબી છે, થાકેલાના ગાઉ લાંબા છે; સદ્ધર્મ નહિ જાણતા બાળકોનો સંસાર લાંબો છે. ૧

૬૧. ફરતાં જો પોતાના સમાન કે પોતાથી શ્રેષ્ઠ ન મળે તો દૃઢ એકચર્યા કરવી; બાળકોથી સહાય મળતી નથી. ૨

૬૨. મારા પુત્રો, મારૂં ધન એમ કરી બાળક તરફડે છે; આત્મા જ આત્માનો નથી તો પુત્ર શેના હોય, ધન શેનું હોય ! ૩

૬૩. જે બાળક ( પોતાનું ) બાળકપણું જાણે છે તેથી પણ તે પંડિત છે; જે બાળક પોતાને પંડિત માનતો હોય તે જ બાળક કહેવાય છે. ૪

૬૪. બાળક જીવતાં સુધી પંડિતની ઉપાસના કરે તોપણ ચાટવો, ઓસામણનો સ્વાદ જાણતો નથી તેમ, તે ધર્મ જાણતો નથી. ૫

૬૫. વિદ્વાન મુહૂર્ત માત્ર પંડિતની ઉપાસના કરે તો તે, જીભ ઓસામણનો સ્વાદ જાણે છે તેમ, તરત ધર્મ જાણી લે છે. ૬

६६. चरन्ति बाला दुम्मेधा अमित्तेनेव अत्तना ।
करोन्ता पापकं कम्मं यं होति कटुकप्फलं[११]॥ ७ ॥

६७. न तं कम्मं कतं साधु यं कत्वा अनुतप्पति ।
यस्स अस्सुमुखो रोदं विपाकं पटिसेवति ॥ ८ ॥

६८. तं च कम्मं कतं साधु यं कत्वा नानुतप्पति ।
यस्स पतीतो सुमनो विपाकं पटिसेवति ॥ ९ ॥

६९. मधु वा मञ्ञती बालो याव पापं न पच्चति ।
यदा च पच्चती पापं अथ बालो दुक्खं निगच्छति ॥१०॥

७०. मासे मासे कुसग्गेन बालो भुञ्जेथ[१२] भोजनं ।
न सो सङ्खतधम्मानं कलं अग्घति सोळसि ॥११॥

७१. न हि पापं कतं कम्मं सज्जुखीरं व मुच्चति ।
डहन्तं बालमन्वेति भस्मच्छन्नो व पावको ॥ १२ ॥

७२. यावदेव अनत्थाय ञत्तं बालस्स जायति ।
हन्ति बालस्स सुक्कंसं मुद्धमस्स विपातयं ॥ १३ ॥

७३. असतं[१३] भावनमिच्छेय्य पुरेक्खारं च भिक्खुसु ।
आवासेसु च इस्सरियं पूजा परकुलेसु च ॥ १४ ॥

---

११ म. कटुकं फलं. १२ म. भुञ्जेय्य. १३ म. असन्तं.

૬૬. દુર્મેધ બાળકો, જેનું ફળ કડવું હોય એવું પાપ કર્મ કરતા, આત્માને જ અમિત્ર કરી ચાલે છે. ૭

૬૭. જે કરીને અનુતાપ પામે, અને જેનું પરિણામ આંસુવાળે મોઢે રોતાં રોતાં ભોગવે તેવું કર્મ કરવું સારૂં નહિ. ૮

૬૮. જે કરીને અનુતાપ ન પામે, અને જેનું પરિણામ આનન્દિત અને પ્રસન્ન મનથી ભોગવે તે કર્મ કરવું સારૂં. ૯

૬૯. જ્યાં સુધી પાપ પાકતું નથી ત્યાં સુધી બાળક તેને મધ જેવું માને છે; જ્યારે પાપ પાકે છે ત્યારે બાળક દુઃખ પામે છે. ૧૦

૭૦. માસે માસે દર્ભની અણી પર ચડાવીને બાળક ભોજન કરે, પણ જેમણે ધર્મ જાણ્યો છે તેમની સોળમી કળાને પણ તે લાયક થતો નથી. ૧૧

૭૧. તાજા દૂધની પેઠે, કરેલું પાપકર્મ પોતાનું પરિણામ ઝટ પામતું નથી; પણ રાખથી ઢંકાયેલા દેવતા પેઠે તે બાળકને દઝાડતું દઝાડતું જાય છે. ૧૨

૭૨. જ્યાં સુધી બાળકનું જ્ઞાન અનર્થને માટે જ છે ત્યાં સુધી તે તેનું માથું ફોડીને તેના શુક્લાંશનો ( કુશળ કર્મોનો ) નાશ કરે છે. ૧૩

૭૩. ન હોય તેવી ભાવના [ યોગાભ્યાસની કોટિ, મેં સિદ્ધ કરી છે એમ લોકો માને એવું ] ઇચ્છે, ભિક્ષુઓમાં પુરસ્કાર, આવાસોમાં ઐશ્વર્ય, પરકુલમાં પૂજા ઇચ્છે; ૧૪

७४. ममेव कत मञ्ञन्तु गिही पब्बजिता उभो ।
ममेवातिवसा अस्सु किच्चाकिच्चेसु किस्मिचि ।
इति बालस्स सङ्कप्पो इच्छा मानो च वड्ढति ॥ १५ ॥

७५. अञ्ञा हि लाभूपनिसा अञ्ञा निब्बानगामिनी ।
एवमेतं अभिञ्ञाय भिक्खु बुद्धस्स सावको ॥
सक्कारं नाभिनन्देय्य विवेकमनुब्रूहये ॥ १६ ॥

बालवग्गो पचमो ॥

६

## [ पंडितवग्गो ]

७६. निधीनं व पवत्तारं यं पस्से वज्जदस्सिनं ।
निग्गय्हवादिं मेधाविं तादिसं पण्डितं भजे ।
तादिसं भजमानस्स सेय्यो होति न पापियो ॥ १ ॥

७७. ओवदेय्यानुसासेय्य असब्भा च निवारये ।
सतं हि सो पियो होति असतं होति अप्पियो ॥ २ ॥

७८. न भजे पापके मित्ते न भजे पुरिसाधमे ।
भजेथ मित्ते कल्याणे भजेथ पुरिसुत्तमे ॥ ३ ॥

७९. धम्मपीति सुखं सेति विप्पसन्नेन चेतसा ।
अरियप्पवेदिते धम्मे सदा रमति पण्डितो ॥ ४ ॥

૭૪. ગૃહસ્થ અને પ્રવ્રજિત મારૂં જ કરેલું માને, કોઈ પણ કૃત્યાકૃત્ય વસ્તુમાં મને અતિવશ વર્તે; બાળકના આવા સંકલ્પથી ઇચ્છા અને માન વધે છે. ૧૫

૭૫. લાભનો માર્ગ જૂદો જ છે, નિર્વાણનો માર્ગ જૂદો જ છે એમ જાણીને બુદ્ધનો શ્રાવક ભિક્ષુ સત્કારથી બહુ ખુશી ન થઈ જાય અને વિવેકનું (એકાન્ત અને અલિપ્તતાનું) ગૌરવ કરે. ૧૬

પાચમો બાળવર્ગ સમાપ્ત

૬

## [ પંડિતવર્ગ ]

૭૬. દાટેલું ધન કહી આપનાર જેવો જે પોતાના દોષ બતાવનારને સમજે; નિગ્રહ કરીને બોલનાર, મેધાવી, તેવા પંડિતની જે ઉપાસના કરે;—તેવાની ઉપાસના કરનારનું શ્રેય થાય છે, પાપ થતું નથી. ૧

૭૭. ઉપદેશ આપે, શાસન કરે, અસભ્યથી નિવારણ કરે. તે સંતને પ્રિય થાય છે અસંતને અપ્રિય થાય છે. ૨

૭૮. પાપ મિત્રને ન સેવે, પુરુષાધમને ન સેવે, કલ્યાણ મિત્રને સેવે, પુરુષોત્તમને સેવે. ૩

૭૯. ધર્મ પ્રીતિવાળો પ્રસન્ન ચિત્ત વડે સુખેથી સુએ છે. આર્યે (બુદ્ધે) ઉપદેશેલા ધર્મમાં પંડિત સદા રમે છે. ૪

८०. उदकं हि नयन्ति नेत्तिका उसुकारा नमयन्ति तेजनं ।
दारुं नमयन्ति तच्छका अत्तानं दमयन्ति पण्डिता ॥ ५ ॥

८१. सेलो यथा एकघनो वातेन न समीरति ।
एवं निन्दापसंसासु न समिञ्जन्ति पण्डिता ॥ ६ ॥

८२. यथापि रहदो गंभीरो विप्पसन्नो अनाविलो ।
एवं धम्मानि सुत्वान विप्पसीदन्ति पण्डिता ॥ ७ ॥

८३. सब्बत्थ वे सप्पुरिसा चजन्ति
न कामकामा लपयन्ति सन्तो ।
सुखेन फुट्ठा अथवा दुखेन
न उच्चावचं पण्डिता दस्सयन्ति ॥ ८ ॥

८४. न अत्तहेतु न परस्स हेतु
न पुत्तमिच्छे न धनं न रट्ठं ।
न इच्छेय्य अधम्मेन समिद्धिमत्तनो
स सीलवा पञ्ञवा धम्मिको सिया ॥ ९ ॥

८५. अप्पका ते मनुस्सेसु ये जना पारगामिनो ।
अथायं इतरा पजा तीरमेवानुधावति ॥ १० ॥

८६. ये च खो सम्मदक्खाते धम्मे धम्मानुवत्तिनो ।
ते जना पारमेस्सन्ति मच्चुधेय्यं सुदुत्तरं ॥ ११ ॥

८७. कण्हं धम्मं विप्पहाय सुक्कं भावेय पण्डितो ।
ओका अनोकं आगम्म विवेके यत्थ दूरमं ॥ १२ ॥

૮૦. ખેતરમાં પાણી પાનાર પાણી વાળે છે, બાણકાર શાડું વાળે છે—સીધું કરે છે, સુતારો લાકડું વાળે છે, પંડિતો આત્માનું દમન કરે છે. ૫

૮૧. એક પત્થરવાળો શૈલ જેમ પવનથી ડગતો નથી તેમ પંડિતો નિંદા પ્રશંસામાં ડગતા નથી. ૬

૮૨. જેમ ધરો ગંભીર પ્રસન્ન કાદવ વિનાનો હોય;— તેમ પંડિતો ધર્મની વાતો સાંભળીને પ્રસન્ન થાય છે. ૭

૮૩. સત્પુરુષો સર્વનો ત્યાગ કરે છે, સન્તો કામ-વાસનાથી લપલપાટ કરતા નથી, સુખ કે દુઃખના સ્પર્શથી પંડિતો હર્ષશોક દેખાડતા નથી. ૮

૮૪. પોતાને માટે કે પરને માટે, પુત્ર ધન કે રાષ્ટ્ર ન ઇચ્છે, અધર્મથી આત્માની સમૃદ્ધિ ન ઇચ્છે, તે શીલવાન પ્રજ્ઞાવાન ધાર્મિક ગણાય. ૯

૮૫. પાર જાય તેવા જનો માણસોમાં વિરલ હોય છે; આ ઈતર પ્રજા કાંઠા તરફ પાછી દોડે છે. ૧૦

૮૬. જે સમ્યક્ કહેલા ધર્મમાં ધર્મને અનુસરે છે તે જનો, દુસ્તર મૃત્યુના વિષયની પાર જાય છે. ૧૧

૮૭. કૃષ્ણ ધર્મને છોડી દઇને પંડિતે શુક્લ ધર્મની ભાવના કરવી; ઘરમાંથી ઘર બહાર આવીને, એકાન્તમાં જ્યાં રમવું મુશ્કેલ છે, ૧૨

८८. तत्राभिरतिमिच्छेय्य हित्वा कामे अकिञ्चनो ।
परियोदपेय्य अत्तानं चित्तक्लेसेहि पण्डितो ॥ १३ ॥

८९. येसं सम्बोधिअङ्गेसु सम्मा चित्तं सुभावितं ।
आदानपटिनिस्सग्गे अनुपादाय ये रता ।
खीणासवा जुतीमन्तो ते लोके परिनिब्बुता ॥ १४ ॥

पण्डितवग्गो छट्ठो ॥

७

## [ अरहन्तवग्गो ]

९०. गतद्धिनो विसोकस्स विप्पमुत्तस्स सब्बधि ।
सब्बगन्थप्पहीनस्स परिळाहो न विज्जति ॥ १ ॥

९१. उय्युञ्जन्ति सतीमन्तो न निकेते रमन्ति ते ।
हंसा व पल्ललं हित्वा ओकमोकं जहन्ति ते ॥ २ ॥

९२. येसं संनिचयो नत्थि ये परिञ्ञातभोजना ।
सुञ्ञतो अनिमित्तो च विमोक्खो यस्स गोचरो ।
आकासेव सकुन्तानं गति तेसं दुरन्नया ॥ ३ ॥

९३. यस्सासवा परिक्खीणा आहारे च अनिस्सितो ।
सुञ्ञतो अनिमित्तो च विमोक्खो यस्स गोचरो ।
आकासे व सकुन्तानं पदं तस्स दुरन्नयं ॥ ४ ॥

૮૮. ત્યાં કામોપભોગો છોડી દઈને અકિંચન થઈ પ્રીતિ કરવી, અને પંડિતે ચિત્તક્લેશોથી આત્માને શુદ્ધ કરવો. ૧૩

૮૯. જેમનું ચિત્ત સંબોધિ અંગોમાં સારી રીતે ભાવનાવાળું થયેલું છે, નિર્વાણમાં પણ ઉપાદાનબુદ્ધિ નહિ રાખીને જે રમે છે, તેવા ક્ષીણાસવ દ્યુતિમન્ત પુરુષો લોકમાં નિર્વાણ પામેલા જ છે. ૧૪

છઠ્ઠો પંડિતવર્ગ સમાપ્ત.

૭

## [ અરહન્તવર્ગ ]

૯૦. જેનો રસ્તો પૂરો થયો છે, જેને શોક નથી, જે સર્વથા વિપ્રમુકત છે, જેણે સર્વ ગ્રન્થિઓ છોડી દીધી છે એવાને સંતાપ થતો નથી. ૧

૯૧. તે સ્મૃતિવાળાઓ ઉદ્યોગ કરે છે, ઘરમાં રમતા નથી, હંસો ખાબોચીઆને છોડી દે તેમ તેઓ દરેક ઘરને છોડે છે. ૨

૯૨. જેઓને સંગ્રહ નથી, જેમણે ભોજનનો અર્થ જાણી લીધો છે, શૂન્ય અર્થાત્ અનિર્વચનીય, અનિમિત્ત અર્થાત્ જેને જાણવાને લક્ષણ, ચિન્હ નથી, એવો મોક્ષ જેના પ્રત્યક્ષનો વિષય છે, એવાઓની ગતિ, આકાશમાં શકુન્તોની ગતિની પેઠે, કળી ન શકાય તેવી છે. ૩

૯૩. જેના આસવો પરિક્ષીણ થયા છે, અને જે આહારમાં અનાસકત છે, શૂન્ય અનિમિત્ત મોક્ષ જેના પ્રત્યક્ષનો વિષય છે, એવાની ગતિ આકાશમાં શકુન્તોની ગતિની પેઠે, કળી ન શકાય તેવી છે. ૪

९४. यस्सिन्द्रियानि समथं गतानि
अस्सा यथा सारथिना सुदन्ता ।
पहीनमानस्स अनासवस्स
देवापि तस्स पिहयन्ति तादिनो ॥ ५ ॥

९५. पठवीसमो नो विरुज्झति
इन्दखीलूपमो तादि सुब्बतो ।
रहदो व अपेतकद्दमो
संसारा न भवन्ति तादिनो ॥ ६ ॥

९६. सन्तं तस्स मनं होति सन्ता वाचा च कम्म च ।
सम्मदञ्ञा विमुत्तस्स उपसन्तस्स तादिनो ॥ ७ ॥

९७. अस्सद्धो अकतञ्ञू च सन्धिच्छेदो च यो नरो ।
हतावकासो वन्तासो स वे उत्तमपोरिसो ॥ ८ ॥

९८. गामे वा यदि वारञ्ञे निन्ने वा यदि वा थले ।
यत्थारहन्तो विहरन्ति तं भूमिं रामणेय्यकं ॥ ९ ॥

९९. रमणीयानि अरञ्ञानि यत्थ न रमती जनो ।
वीतरागा रमिस्सन्ति न ते कामगवेसिनो ॥ १० ॥

इति अरहन्तवग्गो सत्तमो ॥

૯૪. સારથિએ સારી રીતે દમન કરેલા અશ્વોની જેમ જેની ઈન્દ્રિઓ ઉપશમ પામી છે, જેનું માન છુટી ગયું છે, જેને આસવો નથી, તેવા અરહન્તની દેવો પણ સ્પૃહા કરે છે. ૫

૯૫. અરહન્ત સુવ્રત, પૃથ્વી પેઠે કોઈનો વિરોધ કરતો નથી, ઇન્દ્રખીલ × જેવો તે (સ્થિર) હોય છે, કાદવ વિનાના ધરા જેવો તે હોય છે, અરહન્તને સંસાર હોતો નથી. ૬

૯૬ સમ્યક્ રીતે જાણીને વિમુક્ત અને ઉપશાન્ત થયેલા અરહન્તનું મન શાન્ત હોય છે વાચા શાન્ત હોય છે કર્મ શાન્ત હોય છે. ૭

૯૭. અશ્રદ્ધ, અકૃતજ્ઞ, સન્ધિ છેદનારો, હતાવકાશ, અને આશા જેણે વમન કરી છે એવો નર ઉત્તમ પુરુષ છે. ૮

૯૮. ગામમાં કે અરણ્યમાં, નીચાણમાં કે ઊંચાણમાં જ્યાં અરહન્ત વિહાર કરે તે ભૂમિ રમણીય છે. ૯

૯૯. જે રમણીય અરણ્યોમાં માણસો રમતા નથી ત્યાં વીતરાગ પુરુષો રમે છે કારણકે તેઓ એશઆરામ શોધતા નથી. ૧૦

સાતમો અરહન્તવર્ગ સમાપ્ત.

---

× નગરના દરવાજા ઉપર હાથી સીધો ધસારો કરી ન શકે માટે તેની પાસે મજબુત થાંભલો રાખતા તેનું નામ ઇન્દ્રખીલ.

## ८

## [ सहस्सवग्गो ]

√१००. सहस्समपि चे वाचा अनत्थपदसंहिता ।
एकं अत्थपदं सेय्यो यं सुत्वा उपसम्मति ॥ १ ॥

१०१. सहस्समपि चे गाथा अनत्थपदसंहिता ।
एकं गाथापदं सेय्यो यं सुत्वा उपसम्मति ॥ २ ॥

१०२. यो च गाथासतं भासे अनत्थपदसंहिता[१४] ।
एकं धम्मपदं सेय्यो यं सुत्वा उपसम्मति ॥ ३ ॥

१०३. यो सहस्सं सहस्सेन सङ्गामे मानुसे जिने ।
एकं च जेय्यमत्तानं स वे सङ्गामजुत्तमो ॥ ४ ॥

१०४. अत्ता हवे जितं सेय्यो या चायं इतरा पजा ।
अत्तदन्तस्स पोसस्स निच्चं संयतचारिनो ॥ ५ ॥

१०५. नेव देवो न गन्धब्बो न मारो सह ब्रह्मुना ।
जितं अपजितं कयिरा तथारूपस्स जन्तुनो ॥ ६ ॥

१०६. मासे मासे सहस्सेन यो यजेथ सतं समं ।
एकं च भावितत्तानं मुहुत्तमपि पूजये ।
सा एव पूजना सेय्यो यञ्चे वस्ससतं हुतं ॥ ७ ॥

---

१४ म. °सहितं.

## ૮

## [ સહસ્રવર્ગ ]

૧૦૦. અનર્થ પદથી મિશ્રિત હજાર વાક્યો હોય તે કરતાં એક અર્થવાળું પદ શ્રેષ્ઠ છે જે સાંભળીને માણસ ઉપશમ પામે છે. ૧

૧૦૧. અનર્થ પદથી મિશ્રિત હજાર ગાથા હોય તે કરતાં એક ગાથાપદ શ્રેષ્ઠ છે જે સાંભળીને માણસ ઉપશમ પામે છે. ૨

૧૦૨. જે અનર્થ પદથી મિશ્રિત સો ગાથા બોલે તે કરતાં એક ધર્મપદ શ્રેય છે જે સાંભળીને માણસ ઉપશમ પામે છે. ૩

૧૦૩. જે સંગ્રામમાં હજારના હજાર (=દશ લાખ) માણસોને જીતે, તે કરતાં એક આત્માને જીતે તે ઉત્તમ યોદ્ધો છે. ૪

૧૦૪. આ બીજી પ્રજાઓને જીતવા કરતાં આત્માને જીતવો જ શ્રેય છે; આત્માનુ દમન કર્યું છે એવા, હમેશાં સંયમથી ચાલનારા પુરુષનું— ૫

૧૦૫. બ્રહ્મા સહિત દેવ ગન્ધર્વ અને માર—એવા સ્વરૂપના જન્તુનું જીત્યું અજીત્યું કરી શકતા નથી. ૬

૧૦૬. માસે માસે સહસ્ર ખરચીને જે સો વરસ યજ્ઞ કરે અને એક ભાવિતાત્માને (સ્થિતપ્રજ્ઞને) મુહૂર્ત પણ પૂજે; તો સો વરસ કરેલા યજ્ઞ કરતા એ પૂજા જ શ્રેય છે. ૭

१०७. यो च वस्ससतं जन्तु अग्गि परिचरे वने ।
एकं च भावितत्तानं मुहुत्तमपि पूजये ।
सा येव पूजना सेय्यो यञ्चे वस्ससतं हुतं ॥ ८ ॥

१०८. य किञ्चि यिट्ठ व हुतं व लोके
संवत्सरं यजेथ पुञ्ञपेक्खो ।
सब्ब पि त न चतुभागमेति
अभिवादना उज्जुगतेसु सेय्यो ॥ ९ ॥

१०९. अभिवादनसीलिस्स निच्चं वद्धापचायिनो ।
चत्तारो धम्मा वड्ढन्ति आयु वण्णो सुखं बलं ॥ १० ॥

११०. यो च वस्ससतं जीवे दुस्सीलो असमाहितो ।
एकाहं जीवितं सेय्यो सीलवन्तस्स झायिनो ॥ ११ ॥

१११. यो च वस्ससतं जीवे दुप्पञ्ञो असमाहितो ।
एकाह जीवितं सेय्यो पञ्ञावन्तस्स झायिनो ॥ १२ ॥

११२. यो च वस्ससत जीवे कुसीतो हीनवीरियो ।
एकाहं जीवितं सेय्यो विरियमारभतो दळ्हं ॥ १३ ॥

११३. यो च वस्ससतं जीवे अपस्सं उदयव्ययं[१५] ।
एकाह जीवितं सेय्यो पस्सतो उदयव्ययं[१५] ॥ १४ ॥

११४. यो च वस्ससतं जीवे अपस्सं अमतं पदं ।
एकाहं जीवित सेय्यो पस्सतो अमतं पदं ॥ १५ ॥

---

१५ म. °व्वय.

૧૦૭. જે જન્તુ સો વરસ સુધી અગ્નિની પરિચર્યા વનમાં કરે, અને એક ભાવિતાત્માને મુહૂર્ત પણ પૂજે; તો સો વરસ કરેલા યજ્ઞ કરતાં એ પૂજા જ શ્રેય છે. ૮

૧૦૮. પુણ્યની અપેક્ષાથી એક સંવત્સર આ લોકમાં જે કાંઈ યજન કે હવન કરે તે સર્વ ઋજુગતની અભિવાદનાના ચોથા ભાગ જેટલુ પણ શ્રેય નથી. ૯

૧૦૯. અભિવાદન કરનારાના, નિત્ય વૃદ્ધની ઉપચર્યા કરનારાના ચાર ધર્મો—આયુ, વર્ણ (કાન્તિ,) સુખ, બલ—વધે છે. ૧૦

૧૧૦. જે દુઃશીલ અસમાહિત સો વરસ જીવે તે કરતાં શીલવન્ત ધ્યાનીનું એક દિવસ જીવ્યું શ્રેય છે. ૧૧

૧૧૧. જે દુષ્પ્રજ્ઞ અસમાહિત સો વરસ જીવે તે કરતાં પ્રજ્ઞાવાન ધ્યાનીનુ એક દિવસ જીવ્યું શ્રેય છે. ૧૨

૧૧૨. જે સુસ્ત વીર્યહીન સો વરસ જીવે તે કરતાં દૃઢ વીર્યમાં પ્રયત્નવાનનુ એક દિવસ જીવ્યું શ્રેય છે. ૧૩

૧૧૩. જે (જગતનો) ઉત્પત્તિ નાશ નહિ જોતો સો વરસ જીવે તે કરતા ઉત્પત્તિ નાશ જોનારાનુ એક દિવસ જીવ્યું શ્રેય છે. ૧૪

૧૧૪. જે અમૃત પદને નહિ જોતો સો વરસ જીવે તે કરતાં અમૃત પદને જોનારાનું એક દિવસ જીવ્યું શ્રેય છે. ૧૫

११५. यो च वस्ससतं जीवे अपस्सं धम्ममुत्तमं ।
एकाहं जीवितं सेय्यो पस्सतो धम्ममुत्तमं ॥ १६ ॥

सहस्सवग्गो अट्ठमो ॥

९

## [ पापवग्गो ]

११६. अभित्थरेथ कल्याणे पापा चित्तं निवारये ।
दन्धं हि करोतो पुञ्ञं पापस्मिं रमती मनो ॥ १ ॥

११७. पापं चे पुरिसो कयिरा न तं कयिरा पुनप्पुन ।
न तम्हि छन्द कयिराथ दुक्खो पापस्स उच्चयो ॥ २ ॥

११८. पुञ्ञं चे पुरिसो कयिरा कयिराथेनं पुनप्पुनं ।
तम्हि छन्दं कयिराथ सुखो पुञ्ञस्स उच्चयो ॥ ३ ॥

११९. पापोऽपि पस्सति भद्र याव पापं न पच्चति ।
यदा च पच्चति पापं अथ पापो पापानि पस्सति ॥ ४ ॥

१२०. भद्रोऽपि पस्सति पाप याव भद्रं न पच्चति ।
यदा च पच्चति भद्रं अथ भद्रो भद्रानि पस्सति ॥ ५ ॥

१२१. माऽप्पमञ्ञेथ पापस्स न मं त[१६] आगमिस्सति ।
उदबिन्दुनिपातेन उदकुम्भोऽपि पूरति ।
पूरति बालो पापस्स थोकथोकं पि आचिनं ॥ ६ ॥

---

१६ सी. मन्तं

૧૧૫. જે ઉત્તમ ધર્મને નહિ જોતો સો વરસ જીવે તે કરતાં ઉત્તમ ધર્મને જોનારાનું એક દિવસ જીવ્યું શ્રેય છે. ૧૬

આઠમો સહસ્રવર્ગ સમાપ્ત.

૯

## [ પાપવર્ગ ]

૧૧૬. કલ્યાણમાં ત્વરા કરવી પાપથી ચિત્ત નિવારવું; આળસ સાથે પુણ્ય કરનારનું મન પાપમાં રમે છે. ૧

૧૧૭. પુરુષ પાપ કરે તો તે ફરી ફરીને ન કરે, તેમાં છન્દ ન લગાડે; પાપનો સમુચ્ચય દુઃખકર છે. ૨

૧૧૮. પુરુષ પુણ્ય કરે તો તે ફરી ફરીને કરે, તેમાં છન્દ લગાડે; પુણ્યનો સમુચ્ચય સુખકર છે. ૩

૧૧૯. પાપ પાકતું નથી ત્યાં સુધી પાપી પણ ભદ્ર (સુખ) જુવે છે; જ્યારે પાપ પાકે છે ત્યારે પાપી પાપને જુવે છે. ૪

૧૨૦. ભદ્ર પાકતું નથી ત્યાં સુધી ભદ્ર પણ પાપ (દુઃખ) જુવે છે; જ્યારે ભદ્ર પાકે છે ત્યારે ભદ્ર ભદ્રોને જુવે છે. ૫

૧૨૧. મારા ઉપર નહિ આવી પડે એમ પાપને અલ્પ ગણી કાઢવું નહિ; પાણીનાં ટીપાં પડવાથી પાણીનો ઘડો પણ ભરાઈ જાય છે; થોડું થોડું ભેગું કરતાં બાળક પાપથી ભરાઇ જાય છે. ૬

१२२. माप्पमञ्ञेथ पुञ्ञस्स न मं तं आगमिस्सति ।
उदबिन्दुनिपातेन उदकुम्भोऽपि पूरति ।
पूरति धीरो पुञ्ञस्स थोकथोकं पि आचिनं ॥ ७ ॥

१२३. वाणिजो व भयं मग्गं अप्पसत्थो महद्धनो ।
विसं जीवितुकामो व पापानि परिवज्जये ॥ ८ ॥

१२४. पाणिम्हि चे वणो नास्स हरेय्य पाणिना विसं ।
नाब्बणं विसमन्वेति नत्थि पापं अकुब्बतो ॥ ९ ॥

१२५. यो अप्पदुट्ठस्स नरस्स दुस्सति सुद्धस्स पोसस्स अनङ्गणस्स ।
तमेव बालं पच्चेति पापं सुखुमो रजो पटिवातं व खित्तो ॥ १० ॥

१२६. गब्भमेके उप्पज्जन्ति निरयं पापकम्मिनो ।
सग्गं सुगतिनो यन्ति परिनिब्बन्ति अनासवा ॥ ११ ॥

१२७. न अन्तलिक्खे न समुद्दमज्झे
न पब्बतानं विवरं पविस्स ।
न विज्जती सो जगतिप्पदेसो
यत्रट्ठितो मुञ्चेय्य[17] पापकम्मा ॥ १२ ॥

---

१७ म. मुच्चेय्य.

૧૨૨. મારા ઉપર નહિ આવે એમ પુણ્યને અલ્પ ગણી કાઢવું નહિ; પાણીનાં ટીપાં પડવાથી પાણીનો ઘડો પણ ભરાઇ જાય છે; થોડું થોડું ભેગું કરતાં ધીર પુરુષ પુણ્યથી ભરાય છે. ૭

૧૨૩. ઓછા સાથવાળો અને ઘણા ધનવાળો વાણીઓ ભયમાર્ગને છોડે, જીવવાની ઇચ્છાવાળો વિષને છોડે, તેમ પાપોને છોડવાં. ૮

૧૨૪. હાથમાં જો વ્રણ ન હોય તો હાથમાં વિષ લઇને ફરાય; વ્રણ વિનાનાને વિષ લાગતું નથી, નહિ કરનારને પાપ લાગતું નથી. ૯

૧૨૫. જે અપ્રદુષ્ટ નરને, શુદ્ધ, પાપ રહિત પુરુષને, દોષ દે, તે બાળકને, સામે વાયે ફેંકેલી ઝીણી રજની પેઠે, પાપ પાછું આવે છે. ૧૦

૧૨૬. કેટલાક પાપકર્મીઓ ગર્ભમાં ઉત્પન્ન થાય છે, કેટલાક નરકમાં ઉત્પન્ન થાય છે; સુગતિવાળા સ્વર્ગમાં જાય છે, આસવ વિનાના નિર્વાણ પામે છે. ૧૧

૧૨૭. અન્તરિક્ષમાં, સમુદ્રમધ્યે, પર્વતની ગુફામાં પેસીને, જગતમાં એવો પ્રદેશ નથી જ્યાં રહેલો માણસ પાપકર્મથી મુક્ત થાય. ૧૨

१२८. न अन्तलिक्खे न समुद्दमज्झे
न पब्बतानं विवरं पविस्स ।
न विज्जती सो जगतिप्पदेसो
यत्रट्ठितं नप्पसहेथ मच्चु ॥ १३ ॥

पापवग्गो नवमो ॥

१०

## [ दण्डवग्गो ]

१२९. सब्बे तसन्ति दण्डस्स सब्बे भायन्ति मच्चुनो ।
अत्तानं उपमं कत्वा न हनेय्य न घातये ॥ १ ॥

१३०. सब्बे तसन्ति दण्डस्स सब्बेसं जीवितं पियं ।
अत्तानं उपमं कत्वा न हनेय्य न घातये ॥ २ ॥

१३१. सुखकामानि भूतानि यो दण्डेन विहिंसति ।
अत्तनो सुखमेसानो पेच्च सो न लभते सुखं ॥ ३ ॥

१३२. सुखकामानि भूतानि यो दण्डेन न हिंसति ।
अत्तनो सुखमेसानो पेच्च सो लभते सुखं ॥ ४ ॥

१३३. मावोच फरुसं कञ्चि[१८] वुत्ता पटिवदेय्यु[१९] तं ।
दुक्खा हि सारम्भकथा पटिदण्डा फुसेय्यु[२०] तं ॥ ५ ॥

---

१८ म. किञ्चि. १९ म. पटिवदेय्यं. २० म. फुसेय्य.

૧૨૮. અન્તરિક્ષમાં, સમુદ્ર મધ્યે, પર્વતની ગુફામાં પેસીને, જગતમાં એવો પ્રદેશ નથી જ્યાં રહેલાને મૃત્યુ ન પહોંચી વળે. ૧૩

નવમો પાપવર્ગ સમાપ્ત.

૧૦

## [ દણ્ડવર્ગ ]

૧૨૯. સર્વે દણ્ડથી ત્રાસે છે, સર્વે મૃત્યુથી બ્હીએ છે; આત્માની ઉપમા લઇને ઘાત કરવો નહિ, કરાવવો નહિ. ૧

૧૩૦. સર્વે દણ્ડથી ત્રાસે છે, સર્વેને જીવિત પ્રિય છે; આત્માની ઉપમા લઇને ઘાત કરવો નહિ, કરાવવો નહિ. ૨

૧૩૧. સુખની ઇચ્છાવાળાં ભૂતોની જે દંડથી હિંસા કરે છે, તે આત્માનું સુખ ખોળતો છતાં મુવા પછી સુખ પામતો નથી. ૩

૧૩૨. સુખની ઇચ્છાવાળાં ભૂતોની, જે દંડથી હિંસા કરતો નથી, તે આત્માનું સુખ ખોળતો, મુવા પછી સુખ પામે છે. ૪

૧૩૩. કોઇને કઠોર વાણી ન કહીશ, જેને કહીશ તે તને સામી કહેશે; સામી બોલેલી વાણી દુઃખકર હોય છે; તને પ્રતિદંડ સ્પર્શ કરશે. ૫

१३४. सचे नेरेसि अत्तानं कंसो उपहतो यथा ।
एस पत्तोऽसि निब्बानं सारम्भो ते न विज्जति ॥ ६ ॥

१३५. यथा दण्डेन गोपालो गावो पाचेति गोचरं ।
एवं जरा च मच्चु च आयुं पाचेन्ति पाणिनं ॥ ७ ॥

१३६. अथ पापानि कम्मानि करं बालो न बुज्झति ।
सेहि कम्मेहि दुम्मेधो अग्गिदड्ढो व तप्पति ॥ ८ ॥

१३७. यो दण्डेन अदण्डेसु अप्पदुट्ठेसु दुस्सति ।
दसन्नमञ्ञतरं ठान खिप्पमेव निगच्छति ॥ ९ ॥

१३८. वेदनं फरुसं जानिं सरीरस्स च भेदनं ।
गरुकं वा पि आबाधं चित्तक्खेपं व पापुणे ॥ १० ॥

१३९. राजतो वा उपस्सग्ग[21] अब्भक्खानं व[22] दारुणं ।
परिक्खयं व ञातीनं भोगानं व[22] पभङ्गुरं[23] ॥ ११ ॥

१४०. अथवस्स अगारानि अग्गि डहति पावको ।
कायस्स भेदा दुप्पञ्ञो निरयं सोपपज्जति[24] ॥ १२ ॥

१४१. न नग्गचरिया न जटा न पङ्का
नानासका थण्डिलसायिका वा ।
रजो च जल्लं उक्कुटिकप्पधानं
सोधेन्ति मच्चं अवितिण्णकंखं ॥ १३ ॥

---

२१ म. उपसग्गं. २२ म. च. २३ म. पभङ्गुन. २४ म. सो उपपज्जति.

૧૩૪. ઊંધા મૂકેલા કાંસાના ઠામની પેઠે જો તું આત્માને કંપાવીને અવાજ ન કરે, તો તું નિર્વાણ પામ્યો છે, તારે સામું બોલવાનું રહેતું નથી. ૬

૧૩૫. જેમ ગોવાળ દંડ વડે ગાયોને ગોચર તરફ હાંકે છે એમ જરા અને મૃત્યુ પ્રાણીના આયુષ્યને હાંકે છે. ૭

૧૩૬. પાપકર્મ કરતો બાળક જાણતો નથી—પોતાનાં જ કર્મોથી તે દુર્મેધ અગ્નિદગ્ધની પેઠે તપે છે. ૮

૧૩૭. જે અદણ્ડ્ય અને અપ્રદુષ્ટને દણ્ડ વડે હેરાન કરે તે તરત જ દસમાંની એક સ્થિતિ પામે છે;— ૯

૧૩૮. ભયંકર વેદના, નુકસાન, શરીરનું ભેદન, મોટી બિમારી, અથવા ચિત્તક્ષેપ પામે; ૧૦

૧૩૯. રાજાઓથી ત્રાસ, અથવા દારુણ મિથ્યારોપ, અથવા સગાંઓનો નાશ, અથવા ભોગોનો ભંગ; ૧૧

૧૪૦ અથવા અગ્નિ—પાવક તેનાં ઘર બાળે છે. કાયના નાશ પછી એ દુષ્પ્રજ્ઞ નરકમાં જાય છે. ૧૨

૧૪૧. નગ્નચર્યા, જટા, કાદવ લગાડવો, ખાવું નહિ, ચોકા પર સૂવું, ધૂળનું જાળું રાખવું, નહિ સૂવાનું વ્રત લેવું, એ કોઇ પણ, શંકાની પાર નહિ ગયેલા મર્ત્યને શુદ્ધ કરતું નથી. ૧૩

१४२.　अलङ्कतो चे पि समं चरेय्य
　　सन्तो दन्तो नियतो ब्रह्मचारी ।
　सब्बेसु भूतेसु निधाय दण्डं
　　सो ब्राह्मणो सो समणो स भिक्खु ॥१४॥

१४३.　हिरीनिसेधो पुरिसो कोचि लोकस्मि विज्जति ।
　यो निन्दं अप्पबोधति अस्सो भद्रो कसामिव ॥१५॥

१४४.　अस्सो यथा भद्रो कसानिविट्ठो
　　आतापिनो संवेगिनो भवाथ[25] ।
　सद्धाय सीलेन च विरियेन च
　　समाधिना धम्मविनिच्छयेन च ।
　सम्पन्नविज्जाचरणा पटिस्सता
　　पहस्सथ दुक्खमिदं अनप्पकं ॥ १६ ॥

१४५　उदकं हि नयन्ति नेत्तिका उसुकारा नमयन्ति तेजनं ।
　दारुं नमयन्ति तच्छका अत्तानं दमयन्ति सुब्बता ॥१७॥

दण्डवग्गो दसमो ॥

---

२५. म. भवत्थ.

૧૪૨. (વસ્ત્રથી) અલંકૃત હોય તોપણ જે સામ્યથી ચર્યા કરતો હોય, શાન્ત દાન્ત નિયત બ્રહ્મચારી હોય, સર્વ ભૂતોમાં જેણે દંડ છોડી દીધો હોય, તે બ્રાહ્મણ છે, તે શ્રમણ છે, તે ભિક્ષુ છે. ૧૪

૧૪૩. શરમથી નિષેધ પામે એવો પુરુષ ક્વચિત્ જ લોકમાં હોય છે જે, ભદ્ર અશ્વ ચાબુક પહેલાં ચેતે છે તેમ, નિન્દા પહેલાં જ ચેતી જાય છે. ૧૫

૧૪૪. ચાબુકની અંદર આવેલા ભદ્ર અશ્વની પેઠે, પ્રયત્નવાન અને સંવેગી થાઓ, શ્રદ્ધાથી શીલથી વીર્યથી, સમાધિથી ધર્મવિનિશ્ચય એટલે પ્રજ્ઞાથી, વિદ્યા અને આચરણ સંપન્ન થઇ, સ્મૃતિવાળાં થઈ આ અનલ્પ દુઃખને છોડી દો. ૧૬

૧૪૫. પાણી પાનાર પાણીને વાળે છે, બાણકાર શરાને વાળે છે, સુતારો લાકડાને વાળે છે, સુવ્રત પુરુષો આત્માને દમે છે. ૧૭

દશમો દણ્ડવર્ગ સમાપ્ત.

११

# [ जरावग्गो ]

१४६. को नु हासो किमानन्दो निच्चं पज्जलिते सति ।
अन्धकारेन ओनद्धा पदीपं न गवेसथ[२६] ॥ १ ॥

१४७. पस्स चित्तकतं बिम्बं अरुकायं समुस्सितं ।
आतुरं बहुसङ्कप्पं यस्स नत्थि धुवं ठिति ॥ २ ॥

१४८. परिजिण्णमिदं रूपं रोगनिड्ढं पभङ्गुरं ।
भिज्जति पूतिसंदेहो मरणन्तं हि जीवितं ॥ ३ ॥

१४९. यानिमानि अपत्थानि अलापूनेव सारदे ।
कापोतकानि अट्ठीनि तानि दिस्वान का रति ॥ ४ ॥

१५०. अट्ठीनं नगरं कतं मंसलोहितलेपनं ।
यत्थ जरा च मच्चु च मानो मक्खो च ओहितो ॥ ५ ॥

१५१. जीरन्ति वे राजरथा सुचित्ता
अथो सरीरं पि जरं उपेति ।
सतं च धम्मो न जरं उपेति
सन्तो हवे सब्भि पवेदयन्ति ॥ ६ ॥

---

२६ नी. गवेस्सथ.

૧૧

## [ જરાવર્ગ ]

૧૪૬. નિત્ય આગ લાગેલી છે ત્યાં હસવું શું આનન્દ શો ? અન્ધકારમાં બધાયેલા તમે પ્રદીપને કેમ ખોળતા નથી ?૧

૧૪૭. વિચિત્ર રીતે બનાવેલું આ બિંબ—જખમી થયેલું, ઉપસાવેલું, આતુર, બહુ સંકલ્પવાળું શરીર–જુઓ, જેની સ્થિતિ ધ્રુવ નથી. ૨

૧૪૮. આ રૂપ પરિજીર્ણ છે, રોગનો માળો છે, ભંગુર છે; ગંધાતો દેહ નાશ પામશે, જીવિતનો અંત મરણ છે. ૩

૧૪૯. જે આ શરદ ઋતુનાં ફેંકી દીધેલાં કડવાં તૂંબડાં જેવાં કપોત રંગનાં હાડકાં છે તે જોઇને રતિ શી ? ૪

૧૫૦. માંસ અને લોહીના લેપવાળું હાડકાનું નગર કરેલું છે જેમાં જરા અને મૃત્યુ અને માન અને અન્યની અવજ્ઞા મૂકેલાં છે. ૫

૧૫૧. સુંદર રાજરથો જીર્ણ થાય છે અને શરીર પણ જીર્ણ થાય છે; સન્તો સન્તોને કહે છે કે સન્તોનો ધર્મ જીર્ણ થતો નથી. ૬

१५२. अप्पस्सुतायं पुरिसो बलिवद्दो व जीरति ।
मंसानि तस्स वड्ढन्ति पञ्ञा तस्स न वड्ढति ॥ ७ ॥

१५३. अनेकजातिसंसार सन्धाविस्सं अनिब्बिसं ।
गहकारकं गवेसन्तो दुक्खा जाति पुनप्पुनं ॥ ८ ॥

१५४. गहकारक दिट्ठोसि पुन गेहं न काहसि ।
सब्बा ते फासुका भग्गा गहकूटं विसंखतं ।
विसंखारगतं चित्तं तण्हानं खयमज्झगा ॥ ९ ॥

१५५. अचरित्वा ब्रह्मचरियं अलद्धा योब्बने धनं ।
जिण्णकोञ्चा व झायन्ति खीणमच्छे व पल्लले ॥ १० ॥

१५६. अचरित्वा ब्रह्मचरियं अलद्धा योब्बने धनं ।
सेन्ति चापातिखीणा व पुराणानि अनुत्थुनं ॥ ११ ॥

जरावग्गो एकादसमो ॥

## १२

## [ अत्तवग्गो ]

१५७. अत्तानं चे पियं जञ्ञा रक्खेय्य नं सुरक्खितं ।
तिण्णमञ्ञतरं यामं पटिजग्गेय्य पण्डितो ॥ १ ॥

૧૫૨. આ અલ્પશ્રુત પુરુષ બળદની પેઠે મોટો થાય છે. તેનું માંસ વધે છે, તેની પ્રજ્ઞા વધતી નથી. ૭

૧૫૩. ઘર બનાવનારને શોધતાં અનેક જન્મવાળા સંસારમાં હું નિષ્ફળ દોડતો હતો; દુઃખ આપનારો જન્મ ફરી ફરીને આવતો હતો ૮

૧૫૪. ઘર બનાવનાર તું દેખાયો છે, તું ફરી ઘર કરી શકીશ નહિ, તારી સર્વ પાંસળીઓ–પાટડીઓ ભાંગી ગઈ છે, પાટડો તૂટયો છે, સંસ્કારની પાર ગયેલા ચિત્તે તૃષ્ણાનો ક્ષય જાણી લીધો છે. ૯

૧૫૫. બ્રહ્મચર્ય નહિ પાળીને, યૌવનમાં ધન નહિ મેળવીને, ઘરડા બગલા ક્ષીણ થયેલાં માંછલાંવાળા ખાબો-ચીઆમાં જાણે ધ્યાન કરે છે. ૧૦

૧૫૬. બ્રહ્મચર્ય નહિ પાળીને, યૌવનમાં ધન નહિ મેળવીને, પુરાણ વાતો શોચતા શોચતા અતિજીર્ણ ચાપની પેઠે પડી રહે છે. ૧૧

અગિયારમો જરાવર્ગ સમાપ્ત

## ૧૨

## [ આત્મવર્ગ ]

૧૫૭. આત્માને જો પ્રિય જાણતા હો તો તેને સુરક્ષિત રાખો; ત્રણમાંથી ગમે તે એક યામે પંડિતે તેને સાફ કરવો જોઇએ. ૧

१५८. अत्तानमेव पठमं पतिरूपे[28] निवेसये ।
अथञ्ञमनुसासेय्य न किलिस्सेय्य पण्डितो ॥ २ ॥

१५९. अत्तानं चे तथा कयिरा यथञ्ञमनुसासति ।
सुदन्तो वत दमेथ अत्ता हि किर दुद्दमो ॥ ३ ॥

१६०. अत्ता हि अत्तनो नाथो को हि नाथो परो सिया ।
अत्तना हि सुदन्तेन नाथं लभति दुल्लभं ॥ ४ ॥

१६१. अत्तना व[29] कतं पापं अत्तजं अत्तसंभवं ।
अभिमन्थति[30] दुम्मेधं वजिरं वम्हमयं मणिं ॥ ५ ॥

१६२. यस्स अच्चन्तदुस्सील्यं मालुवा सालमिवोत्थतं[31] ।
करोति सो तथत्तानं यथा नं इच्छती दिसो ॥ ६ ॥

१६३. सुकरानि असाधूनि अत्तनो अहितानि च ।
यं वे हितं च साधुं च तं वे परमदुक्करं ॥ ७ ॥

१६४. यो सासनं अरहतं अरियानं धम्मजीविनं ।
पटिक्कोसति दुम्मेधो दिट्ठिं निस्साय पापिकं ॥
फलानि कट्ठकस्सेव अत्तघञ्ञाय फल्लति ॥ ८ ॥

---

२७ म. विसखत. २८ म. पटिरूपे. २९ म. हि. ३० म. अभिमद्दति. ३१ अ. °वोततं.

૧૫૮. પ્રથમ આત્માને જ યોગ્ય વસ્તુમાં મૂકી જોવો (અર્થાત્ પોતાને પ્રથમ કોઈ પણ વાત લાગુ કરી જોવી), પછી બીજાને શાસન કરવું; પંડિતે ક્લેશ ન કરવો. ૨

૧૫૯. જેમ બીજાને શાસન કરીએ તેમ આત્માને કરવું, તે સુદાન્ત થાય તેમ દમન કરવું; કારણ કે આત્મા ખરેખર દુર્દમ છે. ૩

૧૬૦. આત્મા જ આત્માનો નાથ છે બીજો કોણ નાથ હોય ! સુદાન્ત આત્મા વડે દુર્લભ નાથ મળે છે. ૪

૧૬૧. જેમ પથ્થરના મણિને વજ્ર કાપે છે તેમ આત્માથી કરેલું, આત્માથી જન્મેલું, આત્માથી ઉત્પન્ન થયેલું પાપ જ દુર્મેધ પુરુષનો નાશ કરે છે. ૫

૧૬૨. જેનું અત્યન્ત ખરાબ શીલ. સાલ ઉપર માલુવા લતા પેઠે ફેલાય છે તે આત્માનું એવું કરે છે જેવુ દુશ્મનો એનુ ઇચ્છે. ૬

૧૬૩. અસાધુ અને આત્માનાં અહિત કર્મો કરવ સહેલાં છે; જે હિત અને સાધુ છે તે જ અતિ દુષ્કર છે. ૭

૧૬૪. અરહન્તના, આર્યોના, ધર્મજીવીના શાસનને. જે દુર્મેધ જન પાપ દૃષ્ટિ નાખીને ગાળો દે, તે વાંસના ફળની પેઠે આત્મનાશ માટે જ ફળે છે. ૮

१६५. अत्तना व कतं पापं अत्तना संकिलिस्सति ।
अत्तना अकतं पापं अत्तना व विसुज्झति ।
सुद्धी असुद्धी पच्चत्तं नाञ्ञो अञ्ञं विसोधये ॥ ९ ॥

१६६. अत्तदत्थं परत्थेन बहुनापि न हापये ।
अत्तदत्थमभिञ्ञाय सदत्थपसुतो सिया ॥ १० ॥

अत्तवग्गो द्वादसमो ॥

१३

## [ लोकवग्गो ]

१६७. हीनं धम्मं न सेवेय्य पमादेन न संवसे ।
मिच्छादिट्ठिं न सेवेय्य न सिया लोकवद्धनो[३२] ॥ १ ॥

१६८. उत्तिट्ठे नप्पमज्जेय्य धम्मं सुचरितं चरे ।
धम्मचारी सुखं सेति अस्मिं लोके परम्हि च ॥ २ ॥

१६९. धम्मं चरे सुचरितं न नं दुच्चरितं चरे ।
धम्मचारी सुखं सेति अस्मिं लोके परम्हि च ॥ ३ ॥

१७०. यथा बुब्बुलकं पस्से यथा पस्से मरीचिकं ।
एवं लोकं अवेक्खन्तं मच्चुराजा न पस्सति ॥ ४ ॥

---

३२. म °वड्ढनो

૧૬૫. આત્માએ કરેલા પાપથી આત્માને જ ક્લેશ થાય છે, આત્માએ નહિ કરેલા પાપથી આત્મા જ શુદ્ધ થાય છે, પ્રત્યાત્માને—દરેક વ્યક્તિને, શુદ્ધિ અને અશુદ્ધિ કોઈ બીજો કરી શકતો નથી. ૯

૧૬૬. બહુ પરાર્થ માટે પણ આત્માર્થને હાનિ કરવી નહિ. આત્માર્થને જાણીને સદર્થમાં લાગવું. ૧૦

બારમો આત્મવર્ગ સમાપ્ત.

## ૧૩

## [ લોકવર્ગ ]

૧૬૭. હીન ધર્મ સેવવો નહિ, પ્રમાદથી રહેવું નહિ, મિથ્યાદૃષ્ટિ સેવવી નહિ, લોકવર્ધન—સંસાર વધારનારા થવું નહિ. ૧

૧૬૮. ઊઠવું, પ્રમાદ ન કરવો, સુચરિત ધર્મ આચરવો; ધર્મચારી આ લોકમાં અને પરલોકમાં સુખે સુએ છે. ૨

૧૬૯. સારી રીતે ધર્મ આચરવો, ખરાબ રીતે આચ-રવો નહિ, ધર્મચારી આ લોકમાં અને પરલોકમાં સુખે સુવે છે. ૩

૧૭૦ જેમ પરપોટો જુવે અને જેમ મૃગતૃષ્ણા જુવે, લોકને એવી રીતે વિચારનારાને મૃત્યુરાજા દેખતો નથી. ૪

१७१. एथ पस्सथिमं लोकं चित्तं राजरथूपमं ।
यत्थ बाला विसीदन्ति नत्थि संगो विजानतं ॥ ५ ॥

१७२. यो च पुब्बे पमज्जित्वा पच्छा सो नप्पमज्जति ।
सोमं लोकं पभासेति अब्भा मुत्तो व चन्दिमा ॥ ६ ॥

१७३. यस्स पापं कतं कम्मं कुसलेन पिथीयति ।
सोमं लोकं पभासेति अब्भा मुत्तो व चन्दिमा ॥ ७ ॥

१७४. अन्धभूतो अयं लोको तनुकेत्थ विपस्सति ।
सकुन्तो जालमुत्तो व अप्पो सग्गाय[३३] गच्छति ॥ ८ ॥

१७५. हंसादिच्चपथे[३४] यन्ति आकासे यन्ति इद्धिया ।
नीयन्ति धीरा लोकम्हा जेत्वा मारं सवाहनं[३५] ॥ ९ ॥

१७६. एकं धम्मं अतीतस्स मुसावादिस्स जन्तुनो ।
वितिण्णपरलोकस्स नत्थि पापं अकारियं ॥ १० ॥

१७७. न वे कदरिया देवलोकं वजन्ति
बाला हवे नप्पसंसन्ति दानं ।
धीरो च[३६] दानं अनुमोदमानो
तेनेव सो होति सुखी परत्थ ॥ ११ ॥

---

३३ सी. अप्पोस्सगाय. ३४ अ हंसा आदिच्च°. ३५ सी. सवाहिनिं. ३६ म. व.

૧૭૧. આવો, વિચિત્ર રાજરથ જેવો આ લોક જુવો; જેમાં બાળકો ડુબી જાય છે, જાણનારાઓને જેમાં સંગ થતો નથી. ૫

૧૭૨. જે પહેલાં પ્રમાદ કરીને પછી પ્રમાદ કરતો નથી, તે વાદળાથી મુકત ચન્દ્રમાની પેઠે આ લોકને પ્રકાશિત કરે છે. ૬

૧૭૩ જેનું કરેલું પાપકર્મ કુશલ કર્મથી ઢંકાય છે તે વાદળાથી મુક્ત ચન્દ્રમાની પેઠે આ લોકને પ્રકાશિત કરે છે. ૭

૧૭૪. આ લોક આંધળો થયેલો છે, આમાં થોડા જ દેખે છે. જાળમાંથી મુક્ત થતા શકુન્તની પેઠે અલ્પ જ સ્વર્ગમાં જાય છે (મોક્ષ પામે છે). ૮

૧૭૫. હંસો આદિત્યપથ એટલે આકાશમાં જાય છે, યોગસિદ્ધિથી આકાશમાં જાય છે, ( પરંતુ ) ધીર પુરુષો સેના સહિત મારને હરાવીને આ લોકથી નિર્વાણ પામે છે.૯

૧૭૬. જેણે એકધર્મ ( સત્ય ) છોડી દીધો છે, એવા મૃષાવાદી જન્તુને—જેણે પરલોક પણ છોડી દીધો છે એવાને —એક પણ પાપ અકાર્ય નથી. ૧૦

૧૭૭. કૃપણો દેવલોકમાં જતા નથી, કેવળ બાળકો દાનની પ્રશંસા કરતા નથી; પણ દાનને અનુમોદન આપનારો ધીર પુરુષ તેના વડે જ પરલોકમાં સુખી થાય છે. ૧૧

१७८. पथव्या एकरज्जेन सग्गस्स गमनेन वा ।
सब्बलोकाधिपच्चेन सोतापत्तिफलं वरं ॥ १२ ॥

लोकवग्गो तेरसमो ॥

१४

## [ बुद्धवग्गो ]

१७९. यस्स जितं नावजीयति जितमस्स नो याति कोचि लोके ।
तं बुद्धमनन्तगोचरं अपदं केन पदेन नेस्सथ ॥ १ ॥

१८०. यस्स जालिनी विसत्तिका तण्हा नत्थि कुहिञ्चि नेतवे ।
तं बुद्धमनन्तगोचरं अपदं केन पदेन नेस्सथ ॥ २ ॥

१८१. ये झानपसुता धीरा नेक्खम्मूपसमे रता ।
देवा पि तेसं पिहयन्ति सम्बुद्धानं सतीमतं ॥ ३ ॥

१८२. किच्छो मनुस्सपटिलाभो किच्छं मच्चान जीवितं ।
किच्छं सद्धम्मसवणं किच्छो बुद्धानमुप्पादो ॥ ४ ॥

१८३. सब्बपापस्स अकरणं कुसलस्स उपसम्पदा ।
सचित्तपरियोदपनं एतं बुद्धान सासनं ॥ ५ ॥

૧૭૮. પૃથ્વીના એક રાજ્ય કરતાં, સ્વર્ગના ગમન કરતાં, સર્વલોકના આધિપત્ય કરતાં, સોતાપત્તિ ફલ વધારે છે. ૧૨

તેરમો લોકવર્ગ સમાપ્ત.

## ૧૪

## [ બુદ્ધવર્ગ ]

૧૭૯. જેનું જીત્યું અજીત્યુ થતું નથી, જેનું જીતેલુ લોકમાં ક્યાંઈ જતું નથી, એવા, અનન્તને વિષય કરનાર, અપદ (અનાસક્ત) બુદ્ધને કયા કારણ વડે લઈ જશો ? ૧

૧૮૦. જાળ જેવી આસકત કરનારી તૃષ્ણા જેને ક્યાંહી લઈ જનારી નથી, એવા, અનન્તને વિષય કરનાર અપદ બુદ્ધને કયા કારણ વડે લઈ જશો ? ૨

૧૮૧. જે ધ્યાનમાં રહેનારા, ધીર, નૈષ્કર્મ્ય અને ઉપશમમાં રત રહે છે તેવા સંબુદ્ધ સ્મૃતિમાનની દેવો પણ સ્પૃહા કરે છે. ૩

૧૮૨. માનવ દેહ મેળવવો મુશ્કિલ છે, મર્ત્ય જીવનું મુશ્કિલ છે, સદ્ધર્મનું શ્રવણ મુશ્કિલ છે, બુદ્ધોનો પ્રાદુર્ભાવ મુશ્કિલ છે. ૪

૧૮૩. સર્વ પાપોનું અકરણ, કુશલની પ્રાપ્તિ, પોતાના ચિત્તનું શોધન, એ બુદ્ધોનું શાસન છે. ૫

१८४. खन्ती परमं तपो तितिक्खा
　　　निब्बानं परमं वदन्ति बुद्धा ।
　न हि पब्बजितो परूपघाती
　　　समणो [37] होति परं विहेठयन्तो ॥ ६ ॥

१८५. अनूपवादो अनूपघातो पातिमोक्खे च संवरो ।
मत्तञ्ञुता च भत्तस्मिं पन्तं च सयनासनं ।
अधिचित्ते च आयोगो एतं बुद्धान सासनं ॥ ७ ॥

१८६. न कहापणवस्सेन तित्ति कामेसु विज्जति ।
अप्पस्सादा दुक्खा कामा इति विञ्ञाय पण्डितो ॥ ८ ॥

१८७. अपि दिब्बेसु कामेसु रतिं सो नाधिगच्छति ।
तण्हक्खयरतो होति सम्मासम्बुद्धसावको ॥ ९ ॥

१८८. बहुं[38] वे सरणं यन्ति पब्बतानि वनानि च ।
आरामरुक्खचेत्यानि मनुस्सा भयतज्जिता ॥ १० ॥

१८९. नेतं खो सरणं खेमं नेतं सरणमुत्तमं ।
नेतं सरणमागम्म सब्बदुक्खा पमुच्चति ॥ ११ ॥

१९०. यो च बुद्धं च धम्मं च संघं च सरणं गतो ।
चत्तारि अरियसच्चानि सम्मप्पञ्ञाय पस्सति ॥ १२ ॥

---

३७ म. न समणो.　३८ म. बहू.

૧૮૪. તિતિક્ષા રૂપી ક્ષમા એ જ પરમ તપ છે, નિર્વાણને જ બુદ્ધો પરમશ્રેષ્ઠ કહે છે; બીજાનો ઘાત કરનારો, બીજાને ઉપદ્રવ કરનારો પ્રવ્રજિત થયેલો, શ્રમણ થઈ શકતો નથી. ૬

૧૮૫. બીજા સાથે ઝગડો ન કરવો, બીજાનો ઘાત ન કરવો, ભિક્ષુના નિયમોમાં સવર–સંયમ (રાખવો), ભાતમાં (ખાવામાં) માત્રા જાણવી, ગામ બહાર (એકાન્તમાં) શયનાસન રાખવાં, સમાધિમાં યુકત રહેવું, એ બુદ્ધોનુ શાસન છે. ૭

૧૮૬. નાણાંનો વરસાદ થાય તો પણ કામોપભોગની તૃપ્તિ થતી નથી; કામોપભોગ અલ્પ સ્વાદવાળા અને દુ:ખ દેનારા છે એમ જાણીને પંડિત— ૮

૧૮૭. દિવ્ય કામોપભોગમાં પણ તે રતિ કરતો નથી, સમ્યક્ રીતે સંબુદ્ધ શ્રાવક થઇને તૃષ્ણાક્ષય (નિર્વાણ)માં રત થાય છે. ૯

૧૮૮. ભયથી ડરેલા મનુષ્યો પર્વત. વન, આરામ વૃક્ષ, ચૈત્યોનાં ઘણાંએ શરણો લે છે; ૧૦

૧૮૯. તે શરણ ક્ષેમ નથી, તે શરણ ઉત્તમ નથી, તે શરણ પામીને સર્વ દુ:ખોથી મુકત થતો નથી. ૧૧

૧૯૦ જે, બુદ્ધ ધર્મ અને સંઘને શરણે ગયેલો, ચાર આર્ય સત્યો સમ્યક્ પ્રજ્ઞાથી દેખે છે;— ૧૨

१९१. दुक्खं दुक्खसमुप्पादं दुक्खस्स च अतिक्कमं ।
अरियं चट्ठङ्गिकं मग्गं दुक्खूपसमगामिनं ॥ १३ ॥

१९२. एतं खो सरणं खेमं एतं सरणमुत्तमं ।
एतं सरणमागम्म सब्बदुक्खा पमुच्चति ॥ १४ ॥

१९३. दुल्लभो पुरिसाजञ्ञो न सो सब्बत्थ जायति ।
यत्थ सो जायति धीरो तं कुलं सुखमेधति ॥ १५ ॥

१९४. सुखो बुद्धानमुप्पादो सुखा सद्धम्मदेसना ।
सुखा संघस्स सामग्गी समग्गानं तपो सुखो ॥ १६ ॥

१९५. पूजारहे पूजयतो बुद्धे यदि व सावके ।
पपञ्चसमतिक्कन्ते तिण्णसोकपरिद्दवे ॥ १७ ॥

१९६. ते तादिसे पूजयतो निब्बुते अकुतोभये ।
न सक्का पुञ्ञं सङ्खातुं इमेत्तमपि केनचि ॥ १८ ॥

बुद्धवग्गो चुद्दसमो ॥

पठमभाणवार ॥

## १५

## [ सुखवग्गो ]

१९७. सुसुखं वत जीवाम वेरिनेसु अवेरिनो ।
वेरिनेसु मनुस्सेसु विहराम अवेरिनो ॥ १ ॥

૧૯૧. (૧) દુઃખ, (૨) દુઃખસમુદય, (૩) દુઃખ-નિરોધ અને (૪) દુઃખશાન્તિ કરવાનો આર્ય અષ્ટાંગિક માર્ગ; ૧૩

૧૯૨. એ ક્ષેમ શરણુ છે, એ ઉત્તમ શરણુ છે, એ શરણુ પામીને સર્વ દુઃખથી મુક્ત થાય છે. ૧૪

૧૯૩. [તે] પુરુષ શ્રેષ્ઠ દુર્લભ છે, તે સર્વત્ર ઉત્પન્ન થતો નથી; તે ધીર જ્યાં ઉત્પન્ન થાય છે તે કુલમા સુખ વધે છે. ૧૫

૧૯૪. બુદ્ધોનો જન્મ સુખકર છે. સદ્ધર્મની દેશના સુખકારક છે, સંઘનુ સમગ્રપણું—સંપ સુખકારક છે, સમગ્ર ભિક્ષુઓનુ તપ સુખકારક છે. ૧૬

૧૯૫. પૂજાયોગ્ય બુદ્ધો કે શ્રાવકોની, પ્રપંચની પાર ગયેલાની, શોક અને અતિશોક તરી ગયેલાની પૂજા કરનારનું— ૧૭

૧૯૬. નિર્વાણુ પામેલાની, ક્યાંઇથી જેને ભય નથી તેવાની પૂજા કરનારનું પુણ્ય, આટલું છે એમ કરી કોઈથી માપવું શક્ય નથી. ૧૮

ચૌદમો બુદ્ધવર્ગ સમાપ્ત

## ૧૫

## [ સુખવર્ગ ]

૧૯૭. વૈરીઓમાં અવૈરી થઈ સારી પેઠે સુખી જીવીએ છીએ; વૈરી મનુષ્યોમાં અવૈરી થઇ વિહાર કરીએ છીએ. ૧

१९१. दुक्खं दुक्खसमुप्पादं दुक्खस्स च अतिक्कमं ।
अरियं चट्ठङ्गिकं मग्गं दुक्खूपसमगामिनं ॥ १३ ॥

१९२. एतं खो सरणं खेमं एतं सरणमुत्तमं ।
एतं सरणमागम्म सब्बदुक्खा पमुच्चति ॥ १४ ॥

१९३. दुल्लभो पुरिसाजञ्ञो न सो सब्बत्थ जायति ।
यत्थ सो जायति धीरो तं कुलं सुखमेधति ॥ १५ ॥

१९४. सुखो बुद्धानमुप्पादो सुखा सद्धम्मदेसना ।
सुखा संघस्स सामग्गी समग्गानं तपो सुखो ॥ १६ ॥

१९५. पूजारहे पूजयतो बुद्धे यदि व सावके ।
पपञ्चसमतिक्कन्ते तिण्णसोकपरिद्दवे ॥ १७ ॥

१९६. ते तादिसे पूजयतो निब्बुते अकुतोभये ।
न सक्का पुञ्ञं सङ्खातु इमेत्तमपि केनचि ॥ १८ ॥

बुद्धवग्गो चुद्दसमो ॥

पठमभाणवार ॥

## १५

## [ सुखवग्गो ]

१९७. सुसुखं वत जीवाम वेरिनेसु अवेरिनो ।
वेरिनेसु मनुस्सेसु विहराम अवेरिनो ॥ १ ॥

૧૯૧. (૧) દુઃખ, (૨) દુઃખસમુદય, (૩) દુઃખ-નિરોધ અને (૪) દુઃખશાન્તિ કરવાનો આર્ય અષ્ટાંગિક માર્ગ;　　　　　　　　　　　　　　　　　　　　　　૧૩

૧૯૨. એ ક્ષેમ શરણુ છે, એ ઉત્તમ શરણ છે, એ શરણ પામીને સર્વ દુઃખથી મુક્ત થાય છે.　　　　૧૪

૧૯૩. [તે] પુરુષ શ્રેષ્ઠ દુર્લભ છે, તે સર્વત્ર ઉત્પન્ન થતો નથી; તે ધીર જ્યાં ઉત્પન્ન થાય છે તે કુલમા સુખ વધે છે.　　　　　　　　　　　　　　　　　૧૫

૧૯૪. બુદ્ધોનો જન્મ સુખકર છે. સદ્ધર્મની દેશના સુખકારક છે, સંઘનુ સમગ્રપણુ—સંપ સુખકારક છે, સમગ્ર ભિક્ષુઓનુ તપ સુખકારક છે.　　　　　　　　　૧૬

૧૯૫. પૂજાયોગ્ય બુદ્ધો કે શ્રાવકોની, પ્રપંચની પાર ગયેલાની, શોક અને અતિશોક તરી ગયેલાની પૂજા કરનારનું—　　　　　　　　　　　　　　　　　૧૭

૧૯૬. નિર્વાણુ પામેલાની, ક્યાંઇથી જેને ભય નથી તેવાની પૂજા કરનારનું પુણ્ય, આટલું છે એમ કરી કોઈથી માપવું શક્ય નથી.　　　　　　　　　　　　　　૧૮

ચૌદમો બુદ્ધવર્ગ સમાપ્ત.

## ૧૫

## [ સુખવર્ગ ]

૧૯૭. વૈરીઓમાં અવૈરી થઈ સારી પેઠે સુખી જીવીએ છીએ; વૈરી મનુષ્યોમાં અવૈરી થઇ વિહાર કરીએ છીએ.　૧

१९८. सुसुखं वत जीवाम आतुरेसु अनातुरा ।
आतुरेसु मनुस्सेसु विहराम अनातुरा ॥ २ ॥

१९९. सुसुखं वत जीवाम उस्सुकेसु अनुस्सुका ।
उस्सुकेसु मनुस्सेसु विहराम अनुस्सुका ॥ ३ ॥

२००. सुसुखं वत जीवाम येसं नो नत्थि किञ्चनं ।
पीतिभक्खा भविस्साम देवा आभस्सरा यथा ॥ ४ ॥

२०१. जयं वेरं पसवति दुक्खं सेति पराजितो ।
उपसन्तो सुखं सेति हित्वा जयपराजय ॥ ५ ॥

२०२. नत्थि रागसमो अग्गि नत्थि दोससमो कली ।
नत्थि खन्धादिसा दुक्खा नत्थि सन्तिपरं सुखं ॥ ६ ॥

२०३. जिघच्छापरमा रोगा सङ्खारा परमा दुखा ।
एतं ञत्वा यथाभूतं निब्बानं परमं सुखं ॥ ७ ॥

२०४. आरोग्यपरमा लाभा सन्तुट्ठिपरमं धनं ।
विस्सासपरमा ञाति निब्बानं परमं सुखं ॥ ८ ॥

२०५. पविवेकरसं पीत्वा रसं उपसमस्स च ।
निद्दरो होति निप्पापो धम्मपीतिरसं पिवं ॥ ९ ॥

૧૯૮. પીડિતોમાં અપીડિત થઈ સારી પેઠે સુખી જીવીએ છીએ; પીડિત મનુષ્યોમાં અપીડિત થઈ વિહાર કરીએ છીએ.
૨

૧૯૯. ઉત્સુકોમાં અનુત્સુક થઇ સારી પેઠે સુખી જીવીએ છીએ; ઉત્સુક મનુષ્યોમાં અનુત્સુક થઇ વિહાર કરીએ છીએ.
૩

૨૦૦. જેમને કંઈ કશું નથી તે અમે સારી પેઠે સુખી જીવીએ છીએ; આભાસ્વર દેવો છે તેમ પ્રીતિભક્ષી થઇશું.
૪

૨૦૧. જય વૈરને ઉત્પન્ન કરે છે, પરાજિત પુરુષ દુઃખથી સુવે છે; ઉપશાન્ત પુરુષ જય પરાજય છોડી દઇને સુખે સુવે છે.
૫

૨૦૨. રાગ સમાન અગ્નિ નથી, દ્વેષ સમાન હાનિ નથી; સ્કંધો સમાન દુઃખ નથી, શાન્તિથી મોટું સુખ નથી.
૬

૨૦૩. ભૂખ એ પરમ રોગ છે, જીવિતસંસ્કાર એ પરમ દુઃખ છે; એમને યથાભૂત જાણીને પરમ સુખ, નિર્વાણ થાય છે.
૭

૨૦૪. આરોગ્ય પરમ લાભ છે, સંતોષ પરમ ધન છે; જેનામાં વિશ્વાસ હોય તે મોટું સગું છે; નિર્વાણ પરમ સુખ છે.
૮

૨૦૫. એકાન્તવાસનો રસ અને ઉપશમનો રસ પીને, ધર્મપ્રીતિરસ પીતો એવો નિડર અને નિષ્પાપ થાય છે. ૯

२०६. साहु दस्सनमरियानं सन्निवासो सदा सुखो ॥
अदस्सनेन बालानं निच्चमेव सुखी सिया ॥ १० ॥

२०७. बालसङ्गतचारी हि दीघमद्धान सोचति ।
दुक्खो बालेहि संवासो अमित्तेनेव सब्बदा ।
धीरो च सुखसंवासो ञातीनं व समागमो ॥ १२ ॥
तस्मा हि

२०८. धीरं च पञ्ञं च बहुस्सुतं च
धोरय्हसीलं वतवन्तमरियं ।
त तादिस सप्पुरिसं सुमेधं
भजेथ नक्खत्तपथं व चन्दिमा ॥ १३ ॥

सुखवग्गोपण्णरसमो ॥

## १६

## [ पियवग्गो ]

२०९. अयोगे युञ्जमत्तानं योगस्मिं च अयोजयं ।
अत्थं हित्वा पियग्गाही पिहेतत्तानुयोगिनं ॥ १ ॥

२१०. मा पियेहि समागञ्छि अप्पियेहि कुदाचनं ।
पियानं अदस्सनं दुक्खं अप्पियानं च दस्सनं ॥ २ ॥

२११. तस्मा पियं न कयिराथ पियापायो हि पापको ।
गन्था तेसं न विज्जन्ति येसं नत्थि पियाप्पियं ॥ ३ ॥

૨૦૬. આર્યોનું દર્શન સાધુ છે, તેમની સાથેનો નિવાસ હમેશાં સુખકર છે; બાળકોના અદર્શનથી હમેશાં સુખી થાય; ૧૦

૨૦૭. કારણકે બાળકોની સંગતે ચાલનારો લાંબો કાળ શોક કરે છે, અમિત્રો સાથેના સંવાસની પેઠે બાળકો સાથેનો સંવાસ દુઃખકર છે અને ધીરોનો સંવાસ સગાં સાથેના સંવાસની પેઠે સુખકર છે. ૧૧

૨૦૮. માટે ધીર, પ્રાજ્ઞ, બહુશ્રુત, ધુરંધર શીલવાળો, વ્રતવાળો, આર્ય, તેવા સુમેધ સત્પુરુષને, ચન્દ્રમા જેમ નક્ષત્રપથ સેવે છે તેમ સેવવો. ૧૨

પંદરમો સુખવર્ગ સમાપ્ત.

## ૧૬

## [ પ્રિયવર્ગ ]

૨૦૯. આત્માને અયોગમાં જોડતો અને યોગમાં નહિ જોડતો, અર્થને છોડી દઈને પ્રિયનું ગ્રહણ કરનાર, આત્માનુ-યોગીની સ્પૃહા કરે છે. ૧

૨૧૦. પ્રિયનો કે અપ્રિયનો કદાપિ સંગ ન કરવો; પ્રિયનું અદર્શન દુ:ખ છે અપ્રિયનું દર્શન દુઃખ છે. ૨

૨૧૧. માટે [કશાને] પ્રિય ન કરવું, પ્રિયનો નાશ દુઃખકારક છે; જેમને પ્રિય અપ્રિય નથી તેમને ગ્રન્થિઓ રહેતી નથી. ૩

२१२. पियतो जायती सोको पियतो जायती भयं ।
पियतो विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ४ ॥

२१३. पेमतो जायती सोको पेमतो जायती भयं ।
पेमतो विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ५ ॥

२१४. रतिया जायती सोको रतिया जायती भयं ।
रतिया विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ६ ॥

२१५. कामतो जायती सोको कामतो जायती भयं ।
कामतो विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ७ ॥

२१६. तण्हाय जायती सोको तण्हाय जायती भयं ।
तण्हाय विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ८ ॥

२१७. सीलदस्सनसम्पन्नं धम्मट्ठं सच्चवेदिनं[३९] ।
अत्तनो कम्म कुब्बान तं जनो कुरुते पियं ॥ ९ ॥

२१८. छन्दजातो अनक्खाते मनसा च फुटो सिया ।
कामेसु च अप्पटिबद्धचित्तो उद्धंसोतो ति वुच्चति ॥ १० ॥

२१९. चिरप्पवासिं पुरिसं दूरतो सोत्थिमागतं ।
ञातिमित्ता सुहज्जा च अभिनन्दन्ति आगतं ॥ ११ ॥

---

३९ म. °वादिनं.

૨૧૨. પ્રિયથી શોક થાય છે, પ્રિયથી ભય થાય છે, પ્રિયથી મુકત થએલાને શોક નથી તો ભય કયાંથીજ હોય ? ૪

૨૧૩. પ્રેમ ( કામપ્રેમ )થી શોક થાય છે. પ્રેમથી ભય થાય છે; પ્રેમથી મુક્ત થએલાને શોક નથી તો ભય કયાંથી જ હોય ? ૫

૨૧૪. રતિથી શોક થાય છે, રતિથી ભય થાય છે; રતિથી મુકત થએલાને શોક નથી તો ભય કયાંથીજ હોય ? ૬

૨૧૫. કામથી શોક થાય છે, કામથી ભય થાય છે; કામથી મુકત થએલાને શોક નથી તો ભય કયાંથી જ હોય ? ૭

૨૧૬. તૃષ્ણાથી શોક થાય છે. તૃષ્ણાથી ભય થાય છે; તૃષ્ણાથી મુક્ત થએલાને શોક નથી તો ભય કયાથી જ હોય ? ૮

૨૧૭. શીલ સંપન્ન અને દર્શન અર્થાત્ જ્ઞાન સંપન્ન, ધર્મસ્થ, [ ચાર આર્ય ]સત્યોને જાણુનાર, આત્મકર્મ ( આત્મહિત ) કરનાર, તે લોકને ગમે છે. ૯

૨૧૮. અનાખ્યાત અર્થાત્ અવ્યાખ્યેય નિર્વાણમાં જેને છન્દ લાગ્યો છે, અને તેનો મનથી જે સ્પર્શ કરી શકે છે અર્થાત્ મનથી જાણી શકે છે, અને જે કામમાં અપ્રતિબદ્ધચિત્ત છે તેને ઊર્ધ્વસ્રોત કહે છે. ૧૦

૨૧૯. ચિર પ્રવાસમાંથી દૂરથી હેમ ક્ષેમ આવેલા પુરુષને સગાં મિત્રો અને સુહૃદો અભિનન્દે— ૧૧

२२०. तथेव कतपुञ्ञ पि अस्मा लोका परं गतं ।
पुञ्ञानि पटिगण्हन्ति पियं ञातीं व आगतं ॥ १२ ॥

पियवग्गो सोळसमो ॥

१७

## [ कोधवग्गो ]

२२१. कोधं जहे विप्पजहेय्य मानं
संयोजनं सब्बमतिक्कमेय्य ।
तं नामरूपस्मिं असज्जमानं
अकिञ्चनं नानुपतन्ति दुक्खा ॥ १ ॥

२२२. यो वे उप्पतितं कोधं रथं भन्तं व धारये ।
तमहं सारथिं ब्रूमि रस्मिग्गाहो इतरो जनो ॥ २ ॥

२२३. अक्कोधेन जिने कोधं असाधुं साधुना जिने ।
जिने कदरियं दानेन सच्चेन अलीकवादिनं[40] ॥ ३ ॥

२२४. सच्चं भणे न कुज्झेय्य दज्जाप्पस्मिं पि याचितो[41] ।
एतेहि तीहि ठानेहि गच्छे देवान सन्तिके ॥ ४ ॥

२२५. अहिंसका ये मुनयो निच्चं कायेन संवुता ।
ते यन्ति अच्चुतं ठानं यत्थ गन्त्वा न सोचरे ॥ ५ ॥

---

४० सी. सच्चेनालीकवादिनं. ४१ म. दज्जा अप्पस्मिं याचितो.

૨૨૦. તેમજ આ લોકમાંથી પરલોકમા ગયેલા પુણ્ય કરેલા પુરુષને, પોતાનાં પુણ્યો. સગાં જેમ પ્રિયને કરે છે તેમ, સ્વાગત કરે છે. ૧૨

સોળમો પ્રિયવર્ગ સમાપ્ત

## ૧૭

## [ ક્રોધવર્ગ ]

૨૨૧. ક્રોધ છોડવો; માન છોડવું, સર્વ સંયોજનોનું અતિક્રમણ કરવુ; તેવા નામરૂપાત્મક જગતમાં અનાસક્ત અકિંચન પુરુષ ઉપર દુઃખો પડતાં નથી. ૧

૨૨૨. જે ફૂદકા મારતા ક્રોધને ભમતા રથની પેઠે ધારણ કરી રાખે, તેને હું સારથિ કહું છું, બીજા તો રસી ઝાલનારા છે. ૨

૨૨૩. અક્રોધથી ક્રોધને જીતવો સાધુત્વથી અસાધુને જીતવો, દાનથી સૂમને જીતવો, સત્યથી અસત્યવાદીને જીતવો. ૩

૨૨૪. સત્ય બોલવું, ક્રોધ ન કરવો, કોઇ માગે તો થોડામાંથી પણ આપવું; આ ત્રણ સ્થાનોથી દેવો પાસે જવાય છે. ૪

૨૨૫. જે મુનિઓ અહિંસક છે, નિત્ય કાયથી સંવૃત-રક્ષિત છે, તે અચ્યુત સ્થાનમાં જાય છે, જ્યાં જઇને શોક કરતા નથી. ૫

२२६. सदा जागरमानानं अहोरत्तानुसिक्खिनं ।
निब्बानं अधिमुत्तानं अत्थं गच्छन्ति आसवा ॥ ६ ॥

२२७. पोराणमेतं अतुल नेतं अज्जतनामिव ।
निन्दन्ति तुण्हीमासीनं निंदन्ति बहुभाणिनं ।
मितभाणिन पि निंदन्ति नत्थि लोके अनिन्दितो ॥ ७ ॥

२२८. न चाहु न च भविस्सति न चेतरहि विज्जति ।
एकन्तं निन्दितो पोसो एकन्तं वा पसंसितो ॥ ८ ॥

२२९. यं चे विञ्ञू पसंसन्ति अनुविच्च सुवे सुवे ।
अच्छिद्दवुत्तिं मेधाविं पञ्ञासीलसमाहितं ॥ ९ ॥

२३०. नेक्ख[४२] जम्बोनदस्सेव को त निन्दितुमरहाति ।
देवा पि नं पसंसन्ति ब्रह्मुना पि पसंसितो ॥ १० ॥

२३१. कायप्पकोपं रक्खेय्य कायेन संवुतो सिया ।
कायदुच्चरितं हित्वा कायेन सुचरितं चरे ॥ ११ ॥

२३२. वचीपकोपं रक्खेय्य वाचाय संवुतो सिया ।
वचीदुच्चरितं हित्वा वाचाय सुचरितं चरे ॥ १२ ॥

२३३. मनोपकोपं रक्खेय्य मनसा संवुतो सिया ।
मनोदुच्चरितं हित्वा मनसा सुचरितं चरे ॥ १३ ॥

---

४२ म. निक्खं.

૨૨૬. સદા જાગનારાઓના, દિવસ રાત શીખનારાઓ અર્થાત્ આત્માનું દમન કરનારાઓના, નિર્વાણમાં શ્રદ્ધા રાખનારાઓના આસવો અસ્ત પામે છે. ૬

૨૨૭. હે અતુલ ! આ વાત પુરાણ છે; આજકાલની નથી. મૂંગા બેસી રહેનારાને નિન્દે છે, બહુ બોલનારાને નિન્દે છે, થોડાબોલાને પણ નિન્દે છે; લોકમાં કોઈ અનિન્દિત નથી. ૭

૨૨૮. એકલી નિન્દા પામેલો કે એકલી પ્રશંસા પામેલો પુરુષ થયો નથી, થશે નહિ, અત્યારે છે પણ નહિ. ૮

૨૨૯. પણ સુજ્ઞો વારે વારે વિવેક કરીને જેની પ્રશંસા કરે છે એવા છિદ્ર વિનાના, મેધાવી, પ્રજ્ઞા અને શીલથી સમાહિત પુરુષને— ૯

૨૩૦. જાંબૂનદ સોનાના નિષ્કની પેઠે તેની નિન્દા કોણ કરી શકે ? દેવો પણ તેની પ્રશંસા કરે છે, બ્રહ્મા પણ તેની પ્રશંસા કરે છે. ૧૦

૨૩૧. કાયનો પ્રકોપ અર્થાત્ કાયની હીલચાલથી રક્ષણ કરવું, કાયથી સંવૃત રહેવું, કાયનાં દુશ્ચરિતો છોડી દઇ કાયથી સુચરિત આચરવું. ૧૧

૨૩૨. વાણીના પ્રકોપથી રક્ષણ કરવું, વાણીથી સંવૃત રહેવું, વાણીનાં દુશ્ચરિતો છોડી દઇને વાણીથી સુચરિત આચરવું. ૧૨

૨૩૩. મનના પ્રકોપથી રક્ષણ કરવું, મનથી સંવૃત રહેવું, મનનાં દુશ્ચરિતો છોડી દઇને મનથી સુચરિત આચરવું. ૧૩

२३४. कायेन संवुता धीरा अथो वाचाय संवुता ।
मनसा संवुता धीरा ते वे सुपरिसंवुता ॥ १४ ॥

कोधवग्गो सत्तरसमो ॥

१८

## [ मलवग्गो ]

२३५. पण्डुपलासो व दानिसि
यमपुरिसा पि च तं[43] उपट्ठिता ।
उय्योगमुखे च तिट्ठसि
पाथेय्य पि च ते न विज्जति ॥ १ ॥

२३६. सो करोहि दीपमत्तनो
खिप्पं वायम पण्डितो भव ।
निद्धन्तमलो अनङ्गणो
दिब्बं अरियभूमिमेहिसि[44] ॥ २ ॥

२३७ उपनीतवयो च[45] दानिसि
संपयातो सि यमस्स सन्तिके ।
वासो पि च ते नत्थि अन्तरा
पाथेय्यं पि च ते न विज्जति ॥ ३ ॥

---

४३ म. ते. ४४ म. °भूमिं उपेहिसि. ४५ म. व.

૨૩૪. કાયથી સંવૃત થએલા, વાણીથી સંવૃત થએલા અને મનથી સંવૃત થએલા ધીરો, તે જ બધી બાજુથી સારી રીતે સંવૃત થએલા છે. ૧૪

સત્તરમો ક્રોધવર્ગ સમાપ્ત.

## ૧૮

## [ મલવર્ગ ]

૨૩૫. અત્યારે ખાખરાના પીળા પાંદડા જેવો છે, યમપુરુષો પણ તારી આગળ આવી ઊભા છે, જવાની તૈયારીમાં તું છે, તારી પાસે ભાતું પણ નથી. ૧

૨૩૬. માટે આત્માનો દ્વીપ કર, તરત પ્રયત્ન કર, પંડિત થા, મલને ફૂંકી નિષ્પાપ થઇ દિવ્ય આર્યભૂમિમાં જઈશ. ૨

૨૩૭. તારી વય અત્યારે નજીક આવી છે, યમની પાસે પ્રયાણ કર્યું છે, વચમાં વાસો રહેવાની જગા પણ નથી, તારી પાસે ભાતું પણ નથી. ૩

२३८.　सो करोहि दीपमत्तनो
　　खिप्पं वायम पण्डितो भव ।
निद्धन्तमलो अनङ्गणो
　　न पुन जातिजरं उपेहिसि ॥ ४ ॥

२३९.　अनुपुब्बेन मेधावी थोकं थोकं[४६] खणे खणे ।
कम्मारो रजतस्सेव निद्धमे मलमत्तनो ॥ ५ ॥

२४०.　अयसा व मलं समुट्ठितं[४७]
　　तदुट्ठाय तमेव खादति ।
एवं अतिधोनचारिनं
　　सानि कम्मानि[४८] नयन्ति दुग्गतिं ॥ ६ ॥

२४१.　असज्झायमला मन्ता अनुट्ठानमला घरा ।
मलं वण्णस्स कोसज्जं पमादो रक्खतो मलं ॥ ७ ॥

२४२.　मलित्थिया दुच्चरितं मच्छेरं ददतो मलं ।
मला वे पापका धम्मा अस्मिं लोके परम्हि च ॥ ८ ॥

२४३.　ततो मला मलतरं अविज्जा परमं मलं ।
एतं मलं पहत्वान निम्मला होथ भिक्खवो ॥ ९ ॥

---

४६ सी. थोकथोकं.　४७ म. समुट्ठाय तदुट्ठाय.　४८ सी. सककम्मानि.

૨૩૮. માટે આત્માનો દ્વીપ કર, તરત પ્રયત્ન કર, પંડિત થા, મલને ફૂંકી નિષ્પાપ થઇ જન્મ જરા ફરી પામીશ નહિ. ૪

૨૩૯. મેધાવીએ ક્રમશઃ ક્ષણે ક્ષણે થોડો થોડો આત્માનો મળ, સોની સોનાનો મળ ધમી કાઢે તેમ, ધમી કાઢવો. ૫

૨૪૦. લોઢાથી ઉત્પન્ન થએલો મેલ તેમાંથી ઉત્પન્ન થઇને તેને જ ખાય છે. એવી રીતે શુદ્ધિનો અતિક્રમ કરનારને પોતાનાં જ કર્મો દુર્ગતિમાં લઇ જાય છે. ૬

૨૪૧. અસ્વાધ્યાય મન્ત્રનો મલ છે, અનુત્થાન એ ઘરનો મલ છે, આળસ કાન્તિનો મલ છે, પ્રમાદ રક્ષકનો મલ છે. ૭

૨૪૨. દુશ્ચરિત સ્ત્રીઓનો મલ છે, માત્સર્ય દાતાનો મલ છે, પાપ ધર્મો આ લોકમાં અને પરલોકમાં મલ છે. ૮

૨૪૩. તેથી પણ મલોથી પણ અધિક મલ અવિદ્યા પરમ મલ છે; એ મલને છોડી દઇને હે ભિક્ષુઓ! નિર્મલ થાઓ. ૯

२४४. सुजीवं अहिरिकेन काकसूरेन धंसिना ।
पक्खन्दिना पगब्भेन संकिलिट्ठेन जीवितं ॥ १० ॥

२४५. हिरीमता च दुज्जीवं निच्चं सुचिगवेसिना ।
अलीनेनप्पगब्भेन सुद्धाजीवेन पस्सता ॥ ११ ॥

२४६. यो पाणमतिपातेति मुसावादं च भासति ।
लोके अदिन्नं आदियति परदारं च गच्छति ॥ १२ ॥

२४७. सुरामेरयपानं च यो नरो अनुयुञ्जति ।
इधेवमेसो लोकस्मि मूलं खणति अत्तनो ॥ १३ ॥

२४८. एवं भो पुरिस जानाहि पापधम्मा असञ्ञता ।
मा तं लोभो अधम्मो च चिरं दुक्खाय रन्धयुं ॥ १४ ॥

२४९. ददाति[४९] वे यथासद्धं यथापसादनं जनो ।
तत्थ यो मंकु भवति परेसं पानभोजने ॥
न सो दिवा वा रत्तिं वा समाधिमधिगच्छति ॥ १५ ॥

२५०. यस्स चेतं समुच्छिन्नं मूलघच्चं समूहतं ।
स वे दिवा वा रत्तिं वा समाधिमधिगच्छति ॥ १६ ॥

२५१. नत्थि रागसमो अग्गि नत्थि दोससमो गहो ।
नत्थि मोहसमं जालं नत्थि तण्हासमा नदी ॥ १७ ॥

---

४९ म. ददन्ति.

૨૪૪. શરમ વિનાનો, કાકશૂર (કાગડા જેવો શૂરો) (બીજાની કિર્તિનો) ધ્વંસ કરનારો, ઘૂસણીઓ, પ્રગલ્ભ એ રીતે સંક્લિષ્ટ થનારાને જીવવુ સહેલું છે.　　　૧૦

૨૪૫. શરમવાળો, નિત્ય શુદ્ધિને ખોળવાવાળો, સાવધાન, અપ્રગલ્ભ, શુદ્ધ આજીવિકાવાળો, જોનારો, એવાને જીવવું દોહ્યલું છે.　　　૧૧

૨૪૬. જે જીવને મારે છે, મૃષાવાદ બોલે છે, લોકમાં નહિ દીધેલું લે છે, પરદાર ગમન કરે છે,　　　૧૨

૨૪૭. સુરાપાન અને મધુપાનમાં જે નર લાગેલો રહે છે તે આ લોકમાં જ આત્માનાં મૂળ ખોદે છે.　૧૩

૨૪૮. હે પુરુષ, પાપધર્મનો સંયમ નહિ કરો તો એમ થશે એમ જાણો. લોભ અને અધર્મ દુઃખ દેવા માટે તને લાંબો કાળ રાંધો નહિ.　　　૧૪

૨૪૯. શ્રદ્ધા પ્રમાણે અને મનના પ્રસાદ પ્રમાણે માણસ દાન આપે છે, ત્યા બીજાને પાન ભોજય અપાતાં જે કોચવાય છે, તે દિવસે કે રાત્રિએ સમાધિ મેળવી શકતો નથી.　　　૧૫

૨૫૦. એવું કોચવાવું જેનું છેદાયુ છે, મૂળ સહિત નષ્ટ થયું છે, તે દિવસે કે રાત્રિએ સમાધિ પામે છે. ૧૬

૨૫૧. રાગ સમાન અગ્નિ નથી, દ્વેષ સમાન ગ્રાહ નથી, મોહ સમાન જાળ નથી, તૃષ્ણા સમાન નદી નથી. ૧૭

२५२. सुदस्सं वज्जमञ्ञेसं अत्तनो पन दुद्दसं ।
परेसं हि सो वज्जानि ओपुनाति यथा भुसं[50] ।
अत्तनो पन छादेति कलिं व कितवा सठो ॥ १८ ॥

२५३. परवज्जानुपस्सिस्स निच्चं उज्झानसञ्ञिनो ।
आसवा तस्स वड्ढन्ति आरा सो आसवक्खया ॥ १९ ॥

२५४. आकासे[51] पदं नत्थि समणो नत्थि बाहिरे ।
पपञ्चाभिरता पजा निप्पपञ्चा तथागता ॥ २० ॥

२५५. आकासे[51] पदं नत्थि समणो नत्थि बाहिरे ।
संखारा सस्सता नत्थि नत्थि बुद्धानमिञ्जितं ॥ २१ ॥

मलवग्गो अट्ठारसमो ॥

१९

## [ धम्मट्ठवग्गो ]

२५६. न तेन होति धम्मट्ठो येनत्थं सहसा[52] नये ।
यो च अत्थं अनत्थं च उभो निच्छेय पण्डितो ॥ १ ॥

२५७. असाहसेन धम्मेन समेन नयती परे ।
धम्मस्स गुत्तो मेधावी धम्मट्ठो ति पवुच्चति ॥ २ ॥

---

५० अ. बुसं. ५१ म. आकासेव. ५२ म. साहसा.

૨૫૨. બીજાનો દોષ જોવો સહેલો છે પણ પોતાનો દોષ જોવો મુશ્કેલ છે; માણસ બીજાના દોષો ભૂંસાની પેઠે ઊપણે છે, પણ પોતાનો દોષ. શઠ જુગારી બીજા જુગારી-થી પોતાનો હારનો દાવ સંતાડે, તેમ સંતાડે છે. ૧૮

૨૫૩. બીજાનો દોષ જોનારના. હમેશાં બીજાની ટીકા કરવાની કલ્પના વાળાના આસવો વધે છે; તે આસવક્ષયથી દૂર રહેછે. ૧૯

૨૫૪. આકાશમાં પગલું પડતું નથી, બહારના પથ-માં શ્રમણ નથી, પ્રજા પ્રપંચમાં રત હોય છે, તથાગતો નિષ્પ્રપંચ હોય છે. ૨૦

૨૫૫. આકાશમાં પગલું પડતું નથી, બહારના પંથમાં શ્રમણ નથી, જીવિત સંસ્કારોમાં કશું શાશ્વત નથી, બુદ્ધોને કંપ–બ્હીક નથી. ૨૧

અઢારમો મલવર્ગ સમાપ્ત.

## ૧૯

## [ ધર્મસ્થવર્ગ ]

૨૫૬. અર્થ એટલે વ્યવહારનો સહસા નિકાલ કરે તેનાથી ધર્મસ્થ (ન્યાયાધીશ) થવાતું નથી; જે પંડિત અર્થ અને અનર્થ બન્નેનો નિશ્ચય કરે— ૧

૨૫૭. અસાહસથી ધર્મથી અને સામ્યથી બીજાને દોરે, તેવા ધર્મથી ગુપ્ત મેધાવીને ધર્મસ્થ કહે છે. ૨

२६६. न तेन भिक्खु सो होति यावता भिक्खते परे ।
विस्सं धम्मं समादाय भिक्खु होति न तावता ॥ ११ ॥

२६७. योध पुञ्ञं च पापं च बाहेत्वा ब्रह्मचरियवा ।
संखाय लोके चरति स वे भिक्खू ति वुच्चति ॥ १२ ॥

२६८. न मोनेन मुनि होति मूळ्हरूपो अविद्दसु ।
यो च तुलं व पग्गय्ह वरमादाय पण्डितो ॥ १३ ॥

२६९. पापानि परिवज्जेति स मुनी तेन सो मुनी ।
यो मुनाति उभो लोके मुनी तेन पवुच्चति ॥ १४ ॥

२७०. न तेन अरियो होति येन पाणानि हिंसति ।
अहिंसा सब्बपाणानं अरियो ति पवुच्चति ॥ १५ ॥

२७१. न सीलब्बतमत्तेन बाहुसच्चेन वा पुन ।
अथवा समाधिलाभेन विवित्तसयनेन[५४] वा ॥ १६ ॥

२७२. फुसामि नेक्खम्मसुखं अपुथुज्जनसेवितं ।
भिक्खु विस्सासमापादि अप्पत्तो आसवक्खयं ॥ १७ ॥

धम्मट्ठवग्गो एकूनवीसतिमो ॥

---

५४ सी. विविच्च°.

૨૬૬. બીજાઓ પાસે ભીખ માગે એટલાથી ભિક્ષુ થતો નથી; વિષમ ધર્મને લે તેટલાથી ભિક્ષુ થતો નથી. ૧૧

૨૬૭. જે બ્રહ્મચારી પુણ્ય અને પાપને હાંકી કાઢીને જ્ઞાનથી લોકમાં ચર્યા કરે છે તે ભિક્ષુ કહેવાય છે. ૧૨

૨૬૮. મૂઢરૂપ અવિદ્વાન પુરુષ મૌનથી મુનિ થતો નથી; જે પંડિત ત્રાજવું ઝાલીને ઉત્તમનું ગ્રહણ કરે, ૧૩

૨૬૯. અને પાપોને છોડી દે તે મુનિ છે, તેનાથી તે મુનિ છે, બન્ને લોકોને માપે છે [પાલી मुनाति] તેનાથી મુનિ કહેવાય છે. ૧૪

૨૭૦. પ્રાણીઓની હિંસા કરે છે તેનાથી આર્ય થતો નથી; સર્વ પ્રાણીઓની અહિંસા (દયા)થી તે આર્ય કહેવાય છે. ૧૫

૨૭૧. નથી માત્ર શીલ અને વ્રતથી, અથવા નથી બહુશ્રુતપણાથી, અથવા નથી સમાધિ મેળવ્યાથી, અથવા નથી એકાન્તમાં શયન કર્યાથી, ૧૬

૨૭૨. [કેવલ એનાથી] હે ભિક્ષુઓ, વિશ્વાસ રાખો, આસવક્ષય પ્રાપ્ત કર્યા સિવાય, અપૃથગ્જનોએ સેવેલું નૈષ્કર્મ્ય સુખ હું ભોગવતો નથી. ૧૭

ઓગણીસમો ધર્મસ્થવર્ગ સમાપ્ત.

२५८. न तेन पण्डितो होति यावता बहु भासति ।
खेमी अवेरी अभयो पण्डितो ति पवुच्चति ॥ ३ ॥

२५९. न तावता धम्मधरो यावता बहु भासति ।
यो च अप्पं पि सुत्वान धम्मं कायेन पस्सति ।
स वे धम्मधरो होति यो धम्मं नप्पमज्जति ॥ ४ ॥

२६०. न तेन थेरो सो होति येनस्स फलितं सिरो ।
परिपक्को वयो तस्स मोघजिण्णो ति वुच्चति ॥ ५ ॥

२६१. यम्हि सच्चं च धम्मो च अहिंसा सयमो दमो ।
स वे वन्तमलो धीरो सो[५३] थेरो ति पवुच्चति ॥ ६ ॥

२६२. न वाक्करणमत्तेन वण्णपोक्खरताय वा ।
साधुरूपो नरो होति इस्सुकी मच्छरी सठो ॥ ७ ॥

२६३. यस्स चेतं समुच्छिन्नं मूलघच्च समूहतं ।
स वन्तदोसो मेधावी साधुरूपो ति वुच्चति ॥ ८ ॥

२६४. न मुण्डकेन समणो अब्बतो अलिकं भणं ।
इच्छालोभसमापन्नो समणो किं भविस्सति ॥ ९ ॥

२६५ यो च समेति पापानि अणुं थूलानि सब्बसो ।
समितत्ता हि पापानं समणो ति पवुच्चति ॥ १० ॥

---

५३. सी. मां नथी.

૨૫૮. બહુ બોલે એટલાથી પંડિત થતો નથી, ક્ષમાવાન્ અવૈરી અભય હોય તે પંડિત કહેવાય છે. ૩

૨૫૯. બહુ બોલે એટલાથી ધર્મધર થતો નથી, જે અલ્પ પણ સાંભળીને ધર્મને કાય સાથે જુએ છે (ધર્મ પ્રમાણે આચરણ કરે છે), એ જ ધર્મધર થાય છે, જે ધર્મથી પ્રમાદ કરતો નથી. ૪

૨૬૦. માથે પળિયાં આવ્યાથી માણસ સ્થવિર થતો નથી; તેની વય પરિપક્વ થઈ છે; તે વૃથા જીર્ણ કહેવાય છે. ૫

૨૬૧. જેનામાં સત્ય, ધર્મ, અહિંસા, સંયમ અને દમ હોય તે જ મલ વિનાનો ધીર સ્થવિર કહેવાય છે. ૬

૨૬૨. [મધુર] વાણી માત્રથી કે કાન્તિની શોભા માત્રથી ઇર્ષ્યાળુ માત્સર્યવાળો શઠ સાધુરૂપ નર થતો નથી. ૭

૨૬૩. એ જેનાં છેદાઈ ગયાં છે, મૂળ સહિત નષ્ટ થયાં છે, તે દોષવિનાનો મેધાવી સાધુરૂપ કહેવાય છે. ૮

૨૬૪. મુણ્ડી થવાથી શ્રમણ થવાતું નથી; નિયમ વિનાનો જૂઠાબોલો, ઈચ્છા અને લોભવાળો કેવી રીતે શ્રમણ થાય ? ૯

૨૬૫. જે અણુ અને સ્થૂલ પાપોને પૂરેપૂરા શમાવે છે, તે પાપોને શમાવવાથી શ્રમણ કહેવાય છે. ૧૦

२६६. न तेन भिक्खु सो होति यावता भिक्खते परे ।
विस्सं धम्मं समादाय भिक्खु होति न तावता ॥ ११ ॥

२६७. योध पुञ्ञं च पापं च बाहेत्वा ब्रह्मचरियवा ।
संखाय लोके चरति स वे भिक्खू ति वुच्चति ॥ १२ ॥

२६८. न मोनेन मुनि होति मूळ्हरूपो अविद्दसु ।
यो च तुलं व पग्गय्ह वरमादाय पण्डितो ॥ १३ ॥

२६९. पापानि परिवज्जेति स मुनी तेन सो मुनी ।
यो मुनाति उभो लोके मुनी तेन पवुच्चति ॥ १४ ॥

२७०. न तेन अरियो होति येन पाणानि हिंसति ।
अहिंसा सब्बपाणानं अरियो ति पवुच्चति ॥ १५ ॥

२७१. न सीलब्बतमत्तेन बाहुसच्चेन वा पुन ।
अथवा समाधिलाभेन विवित्तसयनेन[५४] वा ॥ १६ ॥

२७२. फुसामि नेक्खम्मसुखं अपुथुज्जनसेवितं ।
भिक्खु विस्सासमापादि अप्पत्तो आसवक्खयं ॥ १७ ॥

धम्मट्ठवग्गो एकूनवीसतिमो ॥

---

५४ सी. विविच्च०.

૨૬૬. બીજાઓ પાસે ભીખ માગે એટલાથી ભિક્ષુ થતો નથી; વિષમ ધર્મને લે તેટલાથી ભિક્ષુ થતો નથી. ૧૧

૨૬૭. જે બ્રહ્મચારી પુણ્ય અને પાપને હાંકી કાઢીને જ્ઞાનથી લોકમાં ચર્યા કરે છે તે ભિક્ષુ કહેવાય છે. ૧૨

૨૬૮. મૂઢરૂપ અવિદ્વાન પુરુષ મૌનથી મુનિ થતો નથી; જે પંડિત ત્રાજવું ઝાલીને ઉત્તમનું ગ્રહણ કરે, ૧૩

૨૬૯. અને પાપોને છોડી દે તે મુનિ છે, તેનાથી તે મુનિ છે, બન્ને લોકોને માપે છે [પાલી मुनाति] તેનાથી મુનિ કહેવાય છે. ૧૪

૨૭૦. પ્રાણીઓની હિંસા કરે છે તેનાથી આર્ય થતો નથી; સર્વ પ્રાણીઓની અહિંસા (દયા)થી તે આર્ય કહેવાય છે. ૧૫

૨૭૧. નથી માત્ર શીલ અને વ્રતથી, અથવા નથી બહુશ્રુતપણાથી, અથવા નથી સમાધિ મેળવ્યાથી, અથવા નથી એકાન્તમાં શયન કર્યાથી, ૧૬

૨૭૨. [કેવલ એનાથી] હે ભિક્ષુઓ, વિશ્વાસ રાખો, આસવક્ષય પ્રાપ્ત કર્યા સિવાય, અપૃથગ્જનોએ સેવેલું નૈષ્કર્મ્ય સુખ હું ભોગવતો નથી. ૧૭

ઓગણીસમો ધર્મસ્થવર્ગ સમાપ્ત.

## २०

## [ मग्गवग्गो ]

२७३. मग्गानट्ठङ्गिको सेट्ठो सच्चानं चतुरो पदा ।
विरागो सेट्ठो धम्मानं द्विपदानं च चक्खुमा ॥ १ ॥

२७४. एसो व मग्गो नत्थञ्ञो दस्सनस्स विसुद्धिया । Cf.
एतम्हि तुम्हे पटिपज्जथ मारस्सेतं पमोहनं[५५] ॥ २ ॥

२७५. एतम्हि तुम्हे पटिपन्ना दुक्खस्सन्तं करिस्सथ ।
अक्खातो वे मया मग्गो अञ्ञाय सल्लकन्तनं[५६] ॥ ३ ॥

२७६. तुम्हेहि किच्चं आतप्पं अक्खातारो तथागता ।
पटिपन्ना पमोक्खन्ति झायिनो मारबन्धना ॥ ४ ॥

२७७. सब्बे संखारा अनिच्चा ति यदा पञ्ञाय पस्सति ।
अथ निब्बिन्दती दुक्खे एस मग्गो विसुद्धिया ॥ ५ ॥

२७८. सब्बे सङ्खारा दुक्खा ति यदा पञ्ञाय पस्सति ।
अथ निब्बिन्दती दुक्खे एस मग्गो विसुद्धिया ॥ ६ ॥

---

५५ सी. पमोचन. ५६ सी. ०सन्थनं; म. ०मन्थनं; छ. ०सन्थनं. જુઓ શ્લો૮ ઉપરની ટીપ.

૨૦

## [ માર્ગવર્ગ ]

૨૭૩. માર્ગોમાં અષ્ટાંગિક માર્ગ શ્રેષ્ઠ છે, સત્યોમાં ચાર પદો શ્રેષ્ઠ છે, ધર્મોમાં વિરાગ શ્રેષ્ઠ છે, બેપગાંમાં ચક્ષુષ્માન (બુદ્ધ) શ્રેષ્ઠ છે. ૧

૨૭૪. દર્શનની વિશુદ્ધિ માટે આ જ માર્ગ છે બીજો નથી; તમે આને જ પકડો એ જ મારનું મોહન છે. ૨

૨૭૫. એ માર્ગે ચાલીને તમે દુઃખનો છેડો લાવી શકશો, શલ્યને કાઢવું એ શું છે તે જાણીને મેં આ માર્ગ કહેલો છે. ૩

૨૭૬. તમારે જ પ્રયત્ન કરવો જોઇએ, તથાગતો તો [માત્ર] કહેનારા છે; માર્ગે ચઢેલા ધ્યાન ધરનારા માર-બન્ધનથી મુક્ત થશે. ૪

૨૭૭. સર્વ સંસ્કારો અનિત્ય છે એમ પ્રજ્ઞાથી જુએ છે ત્યારે દુઃખથી નિર્વેદ પામે છે; આ વિશુદ્ધિનો માર્ગ છે. ૫

૨૭૮. સર્વ સંસ્કારો દુઃખકર છે એમ પ્રજ્ઞાથી જુએ છે ત્યારે દુઃખથી નિર્વેદ પામે છે; આ વિશુદ્ધિનો માર્ગ છે. ૬

२७९. सब्बे धम्मा अनत्ता ति यदा पञ्ञाय पस्सति ।
अथ निब्बिन्दती दुक्खे एस मग्गो विसुद्धिया ॥ ७ ॥

२८०. उट्ठानकालम्हि अनुट्ठहानो
युवा बली आलसियं उपेतो ।
संसन्नसङ्कप्पमनो कुसीतो
पञ्ञाय मग्गं अलसो न विन्दति ॥ ८ ॥

२८१. वाचानुरक्खी मनसा सुसंवुतो
कायेन च अकुसलं न कयिरा ।
एते तयो कम्मपथे विसोधये
आराधये मग्गमिसिप्पवेदितं ॥ ९ ॥

२८२. योगा वे जायती भूरि अयोगा भूरिसङ्खयो ।
एतं द्वेधापथं ञत्वा भवाय विभवाय च ॥
तथत्तानं निवेसेय्य यथा भूरि पवड्ढति ॥ १० ॥

२८३. वनं छिन्दथ मा रुक्खं वनतो जायते भयं ।
छेत्वा वनं च वनथं च निब्बना होथ भिक्खवो ॥ ११ ॥

૨૭૯. સર્વ ધર્મો અનાત્મ છે એમ પ્રજ્ઞાથી જુએ છે ત્યારે દુઃખથી નિર્વેદ પામે છે; આ વિશુદ્ધિનો માર્ગ છે. ૭

૨૮૦. ઉત્થાનકાલે પણ ઉત્થાન નહિ કરનારો આળસુ થયેલો બળવાન યુવાન, [ મિથ્યા ]સંકલ્પમાં જેનું મન ડૂબી ગયું છે તેવો, એદી, આળસુ પ્રજ્ઞાથી માર્ગ શોધી શકતો નથી. ૮

૨૮૧. વાણીનું રક્ષણ કરે, મનથી સંવૃત રહે, કાયથી અકુશલ ન કરે; આ ત્રણ કર્મપથનું વિશોધન કરે તે ઋષિઓએ કહેલો માર્ગ આરાધશે—પ્રાપ્ત કરશે. ૯

૨૮૨. યોગથી પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે, અયોગથી પ્રજ્ઞાનો ક્ષય થાય છે, વૃદ્ધિ અને નાશને માટે આ બે માર્ગો જાણીને આત્માને એવી રીતે લગાડો જેથી પ્રજ્ઞા વધે. ૧૦

૨૮૩. વન (તૃષ્ણા) નો નાશ કરો વૃક્ષનો નહિ, વન (તૃષ્ણા) થી ભય થાય છે; વન (તૃષ્ણા) અને વનથ (નાની તૃષ્ણાઓ) નો નાશ કરીને હે ભિક્ષુઓ, નિર્વન (તૃષ્ણા વિનાના) થાઓ ૧૧

२८४. याव हि वनथो न छिज्जति
अणुमत्तो पि नरस्स नारिसु ।
पटिबद्धमनो व ताव सो
वच्छो खीरपको[५७] व मातरि ॥ १२ ॥

२८५. उच्छिन्द सिनेहमत्तनो कुमुदं सारदिकं व पाणिना ।
सन्तिमग्गमेव ब्रूहय निब्बानं सुगतेन देसितं ॥ १३ ॥

२८६. इध वस्सं वसिस्सामि इध हेमन्तगिम्हिसु ।
इति बालो विचिन्तेति अन्तरायं न बुज्झति ॥ १४ ॥

२८७. तं पुत्तपसुसम्मत्तं ब्यासत्तमनसं नरं ।
सुत्तं गामं महोघो व मच्चु आदाय गच्छति ॥ १५ ॥

२८८. न सन्ति पुत्ता ताणाय न पिता न पि बन्धवा ।
अन्तकेनाधिपन्नस्स नत्थि ञातिसु ताणता ॥ १६ ॥

२८९. एतमत्थवसं ञत्वा पण्डितो सीलसंवुतो ।
निब्बानगमनं मग्गं खिप्पमेव विसोधये ॥ १७ ॥

मग्गवग्गो वीसतिमो ॥

---

५७ म. खीरूपको

૨૮૪. નારીમાં રહેલી અણુમાત્ર પણ નરની કામના જ્યાં સુધી કપાતી નથી ત્યાં સુધી તેનું મન, દૂધ પીનાર વાછડાનું મન માતામાં રહે છે તેમ, બંધાએલું રહે છે. ૧૨

૨૮૫. શરદ ઋતુનું કુમુદ હાથે કાપી નાખીએ તેમ આત્માનો સ્નેહ છેદી નાખો; સુગતે ઉપદેશેલા નિર્વાણના શાન્તિ માર્ગને જ વધારો. ૧૩

૨૮૬. અહીં વરસાદમા રહીશ, અહીં હેમન્તમાં, અહીં ગ્રીષ્મમાં રહીશ. તેમ બાળક વિચાર કરે છે, અન્તરાય જાણતો નથી. ૧૪

૨૮૭. તેવા, પુત્ર પશુમા પ્રમત્ત થએલા, આસક્ત મનવાળા માણસને, સૂતા ગામને મોટું પૂર તાણી જાય તેમ, મૃત્યુ પકડીને લઈ જાય છે. ૧૫

૨૮૮ યમે હલ્લો કરેલા માણસનો બચાવ પુત્રથી નથી થતો, પિતાથી, બાન્ધવથી કે સગાંથી નથી થતો. ૧૬

૨૮૯. એ પ્રમાણે કારણ જાણીને પંડિતે શીલથી સંવૃત થઇને નિર્વાણ પાળવાના માર્ગનું તરત જ વિશોધન કરવું. ૧૭

વીસમો માર્ગવર્ગ સમાપ્ત.

## २१

## [ पकिण्णकवग्गो ]

२९०. मत्तासुखपरिच्चागा पस्से चे विपुलं सुखं ।
चजे मत्तासुखं धीरो संपस्सं विपुलं सुखं ॥ १ ॥

२९१. परदुक्खूपधानेन अत्तनो सुखमिच्छति ।
वेरसंसग्गसंसट्ठो वेरा सो न परिमुच्चति[५८] ॥ २ ॥

२९२. यं हि किच्चं अपविद्धं अकिच्चं पन कयिरति ।
उन्नलानं[५९] पमत्तानं तेसं वड्ढन्ति आसवा ॥ ३ ॥

२९३. येसं च सुसमारद्धा निच्चं कायगता सति ।
अकिच्चं ते न सेवन्ति किच्चे सातच्चकारिनो
सतानं सम्पजानानं अत्थं गच्छन्ति आसवा ॥ ४ ॥

२९४. मातरं पितरं हन्त्वा राजानो द्वे च खत्तिये ।
रट्ठं सानुचरं हन्त्वा अनीघो याति ब्राह्मणो ॥ ५ ॥

२९५. मातरं पितरं हन्त्वा राजानो द्वे च सोत्थिये ।
वेय्यग्घपञ्चमं हन्त्वा अनीघो याति ब्राह्मणो ॥ ६ ॥

---

५८ सी. पमुच्चति. ५९ म. उन्नळान.

## ૨૧

## [ પ્રકીર્ણવર્ગ ]

૨૯૦. મર્યાદિત સુખના પરિત્યાગથી જો વિપુલ સુખ જુએ, તો ધીર વિપુલ સુખને જોઇને મર્યાદિત સુખને છોડી દે. ૧

૨૯૧. બીજાને દુઃખ દઈને જે આત્માનું સુખ ઇચ્છે છે તે વૈરથી મિશ્રિત થએલો વૈરથી મુક્ત થતો નથી. ૨

૨૯૨. જે કૃત્યને છોડી દઈને અકૃત્યને કરે છે, તે ઉદ્ધત (ભ્રાન્તચિત્ત) પ્રમાદીના આસવો વધે છે. ૩

૨૯૩. જેમની કાયા સંબંધી (કાયા દોષવાળી છે એવી) સ્મૃતિ હમેશાં તાજી હોય છે, તેઓ અકૃત્યનું સેવન કરતા નથી, સતત કૃત્યપરાયણ હોય છે; સ્મૃતિવાળા અને જ્ઞાનવાળા એવા તેમના આસવો અસ્ત પામે છે. ૪

૨૯૪. માતા પિતા (તૃષ્ણા–અભિમાન)ને મારીને, બે ક્ષત્રિય રાજા (૧ શાશ્વત દૃષ્ટિ ૨ ઉચ્છેદ દૃષ્ટિ)ને મારીને, અનુચર (બીજા દોષો) સહિત રાષ્ટ્રને મારીને બ્રાહ્મણ દુઃખ રહિત થાય છે. ૫

૨૯૫. માતા પિતાને મારીને અને બે શ્રોત્રિય રાજાને મારીને, અને જેમાં પાંચમો સંશય છે તેમને મારીને બ્રાહ્મણ દુઃખ રહિત થાય છે ૬

२९६. सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका ।
येसं दिवा च रत्तो च निच्चं बुद्धगता सति ॥ ७ ॥

२९७. सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका ।
येसं दिवा च रत्तो च निच्चं धम्मगता सति ॥ ८ ॥

२९८. सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका ।
येसं दिवा च रत्तो च निच्चं संघगता सति ॥ ९ ॥

२९९. सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका ।
येसं दिवा च रत्तो च निच्चं कायगता सति ॥ १० ॥

३००. सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका ।
येसं दिवा च रत्तो च अहिंसाय रतो मनो ॥ ११ ॥

३०१. सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका ।
येसं दिवा च रत्तो च भावनाय रतो मनो ॥ १२ ॥

३०२. दुप्पब्बज्जं दुरभिरमं दुरावासा घरा दुखा ।
दुक्खोसमानसंवासो[६०] दुक्खानुपतितद्धगू ।
तस्मा न चद्धगू न[६१] च दुक्खानुपतितो सिया ॥१३॥

३०३. सद्धो सीलेन संपन्नो यसोभोगसमप्पितो ।
यं यं पदेसं भजति तत्थ तत्थेव पूजितो ॥ १४ ॥

---

६० म. दुक्खास°　　६१ मी. सिया न.

૨૯૬. જેમને દિવસ રાત હમેશાં બુદ્ધની સ્મૃતિ છે તેવા ગોતમના શ્રાવકો ઉત્તમ પ્રબોધ પામે છે. ૭

૨૯૭. જેમને દિવસ રાત હમેશાં ધર્મની સ્મૃતિ છે તેવા ગોતમના શ્રાવકો ઉત્તમ પ્રબોધ પામે છે. ૮

૨૯૮. જેમને દિવસ રાત હમેશાં સંઘની સ્મૃતિ છે તેવા ગોતમના શ્રાવકો ઉત્તમ પ્રબોધ પામે છે. ૯

૨૯૯. જેમને દિવસ રાત હમેશાં કાયની સ્મૃતિ છે તેવા ગોતમના શ્રાવકો ઉત્તમ પ્રબોધ પામે છે. ૧૦

૩૦૦ જેમનું દિવસ રાત અહિંસામાં મન રત છે તેવા ગોતમના શ્રાવકો ઉત્તમ પ્રબોધ પામે છે. ૧૧

૩૦૧ જેમને દિવસ રાત ભાવનામાં મન રત છે તેવા ગોતમના શ્રાવકો ઉત્તમ પ્રબોધ પામે છે. ૧૨

૩૦૨ ખરાબ પ્રવ્રજ્યા દુરભિરમ છે, ખરાબ વાસવાળું ઘર દુઃખકર છે, અસમાન લોકો સાથે સંવાસ દુઃખકર છે, મુસાફરની પછવાડે દુઃખ જાય છે; માટે [સંસારના] મુસાફર ન થવું; દુઃખ પછવાડે આવે એવાં ન થવું. ૧૩

૩૦૩. શ્રદ્ધા, શીલ, યશ અને ભોગથી સંપન્ન મનુષ્ય જે જે દેશમાં જાય છે ત્યાં ત્યાં પૂજાય છે. ૧૪

३०४. दूरे सन्तो पकासन्ति हिमवन्तो व पब्बतो ।
असन्तेत्थ न दिस्सन्ति रत्तिखित्ता[62] यथा सरा ॥१५॥

३०५. एकासनं एकसेय्यं एको चरमतन्दितो ।
एको दमयमत्तानं वनन्ते रमितो सिया ॥ १६ ॥

पकिण्णकवग्गो एकवीसतिमो ॥

२२

## [ निरयवग्गो ]

३०६. अभूतवादी निरयं उपेति
यो चापि[63] कत्वा न करोमि चाह ।
उभो पि ते पेच्च समा भवन्ति
निहीनकम्मा मनुजा परत्थ ॥ १ ॥

३०७. कासावकण्ठा बहवो पापधम्मा असंयता ।
पापा पापेहि कम्मेहि निरयं ते उपपज्जरे ॥ २ ॥

३०८. सेय्यो अयोगुळो भुत्तो तत्तो अग्गिसिखूपमो ।
यञ्चे भुञ्जेय्य दुस्सीलो रट्ठपिण्डं असंयतो ॥ ३ ॥

---

६२ म. रत्ति खित्ता. ६३ सी. वा पि.

૩૦૪. હિમવાન પર્વતની પેઠે સન્તો દૂર પણ પ્રકાશે છે; રાત્રે ફેંકેલા શરની પેઠે અસન્તો દેખાતા નથી. ૧૫

૩૦૫. એકલું આસન એકલું શયન અતન્દ્રિત એકલાં ચર્યા કરવી; એકલા આત્માનું દમન કરતાં વને રમમાણ રહેવું. ૧૬

એકવીસમો પ્રકીર્ણવર્ગ સમાપ્ત.

## ૨૨

## [ નરકવર્ગ ]

૩૦૬. બન્યું નથી તે કહેનારો અથવા જે કરીને નથી કર્યું એમ કહે છે તે નરકમાં જાય છે; નીચ કામ કરનારા તે બન્ને માણસો અહીંથી બીજે-બીજા લોકમાં સરખા થાય છે. ૧

૩૦૭. કાષાય વસ્ત્ર ધારણ કરનારા, પાપ ધર્મવાળા, સંયમ વિનાના, ઘણા પાપી પુરુષો પાપકર્મો વડે નરકમાં જાય છે. ૨

૩૦૮. જે દુઃશીલ સંયમ વિનાનો પુરુષ રાષ્ટ્રપિંડ ખાય છે તેના કરતાં અગ્નિશિખા જેવો તપાવેલો લોઢાનો ગોળો ખાવો વધારે સારો. ૩

३१५. नगरं यथा पच्चन्तं गुत्तं सन्तरबाहिरं ।
एवं गोपेथ अत्तानं खणो वे मा उपच्चगा ॥
खणातीता हि सोचन्ति निरयम्हि समप्पिता ॥ १० ॥

३१६. अलज्जिताये लज्जन्ति लज्जिताये न लज्जरे ।
मिच्छादिट्ठिसमादाना सत्ता गच्छन्ति दुग्गतिं ॥ ११ ॥

३१७. अभये भयदस्सिनो भये चाभयदस्सिनो ।
मिच्छादिट्ठिसमादाना सत्ता गच्छन्ति दुग्गतिं ॥ १२ ॥

३१८. अवज्जे वज्जमतिनो वज्जे चावज्जदस्सिनो ।
मिच्छादिट्ठिसमादाना सत्ता गच्छन्ति दुग्गतिं ॥ १३ ॥

३१९. वज्जं च वज्जतो ञत्वा अवज्जं च अवज्जतो ।
सम्मादिट्ठिसमादाना सत्ता गच्छन्ति सुग्गतिं ॥ १४ ॥

निरयवग्गो बावीसतिमो ॥

## २३

## [ नागवग्गो ]

३२०. अहं नागो व सङ्गामे चापतो[६५] पतितं सरं ।
अतिवाक्यं तितिक्खिस्सं दुस्सीलो हि बहुज्जनो ॥ १ ॥

---

६५ सी. चापातो.

૩૧૫. સીમાડા ઉપરના નગરને અંદર બહાર રક્ષિત રાખે તેમ આત્માનું રક્ષણ કરવું; ક્ષણ પણ જવા ન દો, કારણ કે ક્ષણ જતી રહેલા નરકમાં પડેલા સોચ કરે છે. ૧૦

૩૧૬. નહિ લાજવા જેવામાં લજાય, લાજવા જેવામાં ન લજાય, તેવા મિથ્યાદૃષ્ટિવાળા જીવો દુર્ગતિ પામે છે. ૧૧

૩૧૭ અભયમાં ભય જોનારા અને ભયમાં અભય જોનારા, મિથ્યાદૃષ્ટિવાળા જીવો દુર્ગતિ પામે છે. ૧૨

૩૧૮. અનિન્દ્યમાં નિન્દાની બુદ્ધિ કરવાવાળા, અને નિન્દ્યમાં અનિન્દા દેખવાવાળા મિથ્યાદૃષ્ટિવાળા જીવો દુર્ગતિ પામે છે. ૧૩

૩૧૯. નિન્દ્યમાંથી નિન્દ્ય જાણીને અને અનિન્દ્યમાંથી અનિન્દ્ય જાણીને સમ્યક્ દૃષ્ટિવાળા જીવો સ્વર્ગગતિ પામે છે. ૧૪

બાવીસમો નરકવર્ગ સમાપ્ત.

## ૨૩

## [ નાગવર્ગ ]

૩૨૦. સંગ્રામમાં જેમ નાગ (હાથી) ચાપથી પડેલું શર સહન કરે છે તેમ હું (નાગ=સં. अनागस्–નિષ્પાપ) વધારા પડતું વેણ સહન કરીશ કારણકે ઘણા માણસો દુઃશીલ હોય છે. ૧

३०९. चत्तारि ठानानि नरो पमत्तो
आपज्जति परदारूपसेवी ।
अपुञ्ञलाभं न निकामसेय्यं
निन्दं ततियं निरयं चतुत्थं ॥ ४ ॥

३१०. अपुञ्ञलाभो च गती च पापिका
भीतस्स भीताय रती च थोकिका ।
राजा च दण्डं गरुकं पणेति
तस्मा नरो परदारं न सेवे ॥ ५ ॥

३११. कुसो यथा दुग्गहितो हत्थमेवानुकन्तति ।
सामञ्ञं दुप्परामट्ठं निरयायुपकड्ढति ॥ ६ ॥

३१२. यं किञ्चि सिथिलं कम्मं संकिलिट्ठं च यं वतं ।
सङ्कस्सरं ब्रह्मचरियं न तं होति महप्फलं ॥ ७ ॥

३१३. कयिरा चे कयिराथेनं दळ्हमेनं परक्कमे ।
सिथिलो हि परिब्बाजो भिय्यो आकिरते रजं ॥ ८ ॥

३१४. अकतं दुक्कतं[१४] सेय्यो पच्छा तपति दुक्कतं[१४] ।
कतं च सुकतं सेय्यो यं कत्वा नानुतप्पति ॥ ९ ॥

---

१४ म. दुक्कटं.

૩૦૯. પરદારાનું સેવન કરનારો પ્રમત્ત નર ચાર અવસ્થા પામે છે; અપુણ્ય મળે, નિશ્ચિંત શય્યા ન મળે, ત્રીજી નિંદા અને ચોથું નરક. ૪

૩૧૦. અપુણ્ય થાય છે, પાપી ગતિ થાય છે, ભયભીત પુરુષની ભયભીત સ્ત્રી સાથે થોડી જ રતિ થાય છે, રાજા મોટો દંડ દે છે, માટે માણસે પરદારાનું સેવન કરવું નહિ. ૫

૩૧૧. જેમ ખરાબ રીતે લીધેલો દર્ભ હાથને જ કાપે છે; તેમ ખરાબ રીતે લીધેલું શ્રમણપણું નરકને માટે ખેંચે છે. ૬

૩૧૨. જે કંઇ શિથિલ રીતે કરેલું કર્મ હોય, ક્લેશથી કરેલું વ્રત હોય, જેનું સ્મરણ કરતાં શંકા ( ભય ) થાય એવું બ્રહ્મચર્ય હોય તે મોટું ફલ આપનારૂં થતું નથી. ૭

૩૧૩. કરવું હોય તો એવું કરવું, કે દૃઢ પરાક્રમ કરવું, શિથિલ પરિવ્રાજક ખૂબ રજ ઉડાડે છે. ૮

૩૧૪. દુષ્કૃત ન કર્યું હોય તો સારૂં— દુષ્કૃત પાછળથી તપે છે; સુકૃત કરેલું શ્રેય છે, જે કરીને પાછળથી અનુતાપ થતો નથી. ૯

३१५. नगरं यथा पच्चन्तं गुत्तं सन्तरबाहिरं ।
एवं गोपेथ अत्तानं खणो वे मा उपच्चगा ॥
खणातीता हि सोचन्ति निरयम्हि समप्पिता ॥ १० ॥

३१६. अलज्जिताये लज्जन्ति लज्जिताये न लज्जरे ।
मिच्छादिट्ठिसमादाना सत्ता गच्छन्ति दुग्गतिं ॥ ११ ॥

३१७. अभये भयदस्सिनो भये चाभयदस्सिनो ।
मिच्छादिट्ठिसमादाना सत्ता गच्छन्ति दुग्गतिं ॥ १२ ॥

३१८. अवज्जे वज्जमतिनो वज्जे चावज्जदस्सिनो ।
मिच्छादिट्ठिसमादाना सत्ता गच्छन्ति दुग्गतिं ॥ १३ ॥

३१९. वज्जं च वज्जतो ञत्वा अवज्जं च अवज्जतो ।
सम्मादिट्ठिसमादाना सत्ता गच्छन्ति सुग्गतिं ॥ १४ ॥

निरयवग्गो बावीसतिमो ॥

## २३

## [ नागवग्गो ]

३२०. अहं नागो व सङ्गामे चापतो[६५] पतितं सरं ।
अतिवाक्यं तितिक्खिस्सं दुस्सीलो हि बहुज्जनो ॥ १ ॥

६५ सी. चापातो.

૩૧૫. સીમાડા ઉપરના નગરને અંદર બહાર રક્ષિત રાખે તેમ આત્માનું રક્ષણ કરવું; ક્ષણ પણ જવા ન દો, કારણ કે ક્ષણ જતી રહેલા નરકમાં પડેલા સોચ કરે છે. ૧૦

૩૧૬. નહિ લાજવા જેવામાં લજાય, લાજવા જેવામાં ન લજાય, તેવા મિથ્યાદૃષ્ટિવાળા જીવો દુર્ગતિ પામે છે. ૧૧

૩૧૭. અભયમાં ભય જોનારા અને ભયમાં અભય જોનારા, મિથ્યાદૃષ્ટિવાળા જીવો દુર્ગતિ પામે છે. ૧૨

૩૧૮. અનિન્દ્યમાં નિન્દાની બુદ્ધિ કરવાવાળા, અને નિન્દ્યમાં અનિન્દા દેખવાવાળા મિથ્યાદૃષ્ટિવાળા જીવો દુર્ગતિ પામે છે. ૧૩

૩૧૯. નિન્દ્યમાંથી નિન્દ્ય જાણીને અને અનિન્દ્યમાંથી અનિન્દ્ય જાણીને સમ્યક્‌દૃષ્ટિવાળા જીવો સ્વર્ગગતિ પામે છે. ૧૪

બાવીસમો નરકવર્ગ સમાપ્ત.

## ૨૩

## [ નાગવર્ગ ]

૩૨૦. સંગ્રામમાં જેમ નાગ (હાથી) ચાપથી પડેલું શર સહન કરે છે તેમ હું (નાગ=સં. अनागस्–નિષ્પાપ) વધારા પડતું વેણ સહન કરીશ કારણકે ઘણા માણસો દુઃશીલ હોય છે. ૧

३२१. दन्तं नयन्ति समितिं दन्तं राजाभिरूहति ।
दन्तो सेट्ठो मनुस्सेसु योतिवाक्यं तितिक्खति ॥ २ ॥

३२२. वरमस्सतरा दन्ता आजानीया च सिन्धवा ।
कुञ्जरा च महानागा अत्तदन्तो ततो वरं ॥ ३ ॥

३२३. न हि एतेहि यानेहि गच्छेय्य अगतं दिसं ।
यथत्तना सुदन्तेन दन्तो दन्तेन गच्छति ॥ ४ ॥

३२४. धनपालको नाम कुञ्जरो
कटुकप्पभेदनो[६६] दुन्निवारयो ।
बद्धो कवलं न भुञ्जति
सुमरति नागवनस्स कुञ्जरो ॥ ५ ॥

३२५. मिद्धी यदा होति महग्घसो च
निद्दायिता सम्परिवत्तसायी ।
महावराहो व निवापपुट्ठो
पुनप्पुनं गब्भमुपेति मन्दो ॥ ६ ॥

---

६६ म. कटुकभेदनो.

૩૨૧. દમન કરેલાને સમિતિ–મેળામાં લઇ જાય છે, દમન કરેલા ઉપર રાજા સ્વારી કરે છે, જે અતિવાક્યને સહન કરી લે તે દમન કરલો માણસોમાં શ્રેષ્ઠ ગણાય છે. ૨

૩૨૨. દમન કરેલાં ખચ્ચરો, દમન કરેલા સિન્ધુ દેશના ઘોડા, કુંજર જાતના મહાન હાથી સારા; આત્મા જેણે દમન કર્યો છે એ તેમનાથી પણ સારો; ૩

૩૨૩. કારણકે આ વાહનોથી અગત અર્થાત્ નહિ ગયેલી દિશામાં જઇ શકાતું નથી; જેમ સુદાન્ત આત્માવડે દાન્ત પુરુષ જઈ શકે છે તેમ. ૪

૩૨૪. મદ ઝરતો દુર્નિવાર્ય ધનપાલક નામનો કુંજર બાંધ્યો બાધ્યો પૂળો ખાતો નથી; એ કુંજર નાગવનનું સ્મરણ કરે છે. ૫

૩૨૫. એદી હોય, ખાઉધર હોય, પાસાં ફેરવી ફેરવી ઊંઘનારો, ખાણુ ખાઇને મોટો ડુક્કર જેવો પુષ્ટ થએલો મન્દ પુરુષ વારંવાર ગર્ભમાં પડે છે. ૬

३२६. इदं पुरे चित्तमचारि चारिकं
येनिच्छकं यत्थकामं यथासुखं ।
तदज्जहं निग्गहेस्सामि[६७] योनिसो
हत्थिप्पभिन्नं विय अंकुसग्गहो ॥ ७ ॥

३२७. अप्पमादरता होथ सचित्तमनुरक्खथ ।
दुग्गा उद्धरथत्तानं पङ्के सन्नो व कुञ्जरो ॥ ८ ॥

३२८. सचे लभेथ निपकं सहायं
सद्धिंचरं साधुविहारिधीरं ।
अभिभुय्य सब्बानि परिस्सयानि
चरेय्य तेनत्तमनो सतीमा ॥ ९ ॥

३२९. नो चे लभेथ निपकं सहाय
सद्धिंचरं साधुविहारिधीरं ।
राजा व रट्ठं विजितं पहाय
एको चरे मातङ्गरञ्ञे व नागो ॥ १० ॥

३३०. एकस्स चरितं सेय्यो
नत्थि बाले सहायता ।
एको चरे न च पापानि कयिरा
अप्पोस्सुको मातङ्गरञ्ञे व नागो ॥ ११ ॥

---

६७. म. निग्गहिस्सामि.

૩૨૬. આ ચિત્ત પહેલાં ઈચ્છામાં આવે ત્યાં, મરજીમાં આવે ત્યાં, મોજ પડે ત્યાં, ફરતું હતું; તેનો આજે હું, ફાટેલા હાથીનો અંકુશધારી નિગ્રહ કરે તેમ, કારણપુરઃસર અર્થાત્ ઉપાયથી નિગ્રહ કરીશ. ૭

૩૨૭. અપ્રમાદી રહો, સ્વચિત્તનું રક્ષણ કરો, પંકમાં ખૂંચેલા હાથીની પેઠે કફોડી જગામાંથી આત્માનો ઉદ્ધાર કરો. ૮

૩૨૮. જો નિપુણ સાથે ચાલનાર, સાધુ વિહારવાળા ધીર પુરુષને મિત્ર તરીકે મેળવે તો તેની સાથે સર્વ વિઘ્નોને નહિ ગણકારીને સ્મૃતિવાળાં થઈ મુદિત મનથી ચર્યા કરવી. ૯

૩૨૯. જો નિપુણ સાથે ચાલનાર, સાધુ વિહારવાળા ધીર પુરુષને મિત્ર તરીકે ન મેળવે તો, હારેલું રાજ્ય છોડીને રાજા જાય તેમ, માતંગ અરણ્યમાં હાથી ફરે તેમ, એકલાં ફરવું. ૧૦

૩૩૦. એકલી ચર્યા શ્રેય છે, બાળક પાસેથી સહાયતા મળતી નથી; માતંગ અરણ્યમાં હાથીની પેઠે અલ્પોત્સુક થઈ એકલી ચર્યા કરવી; પાપ ન કરવું. ૧૧

३३१. अत्थम्हि जातम्हि सुखा सहाया
तुट्ठी सुखा या इतरीतरेन ।
पुञ्ञं सुखं जीवितसंखयम्हि
सब्बस्स दुक्खस्स सुखं पहानं ॥ १२ ॥

३३२. सुखा मत्तेय्यता लोके अथो पेत्तेय्यता सुखा ।
सुखा सामञ्ञता लोके अथो ब्रह्मञ्ञता सुखा ॥ १३ ॥

३३३. सुखं याव जरा सीलं सुखा सद्धा पतिट्ठिता ।
सुखो पञ्ञाय पटिलाभो पापानं अकरणं सुखं ॥ १४ ॥

नागवग्गो तेवीसतिमो ॥

२४

## [ तण्हावग्गो ]

३३४. मनुजस्स पमत्तचारिनो तण्हा वड्ढति मालुवा विय ।
सो प्लवति हुराहुरं फलमिच्छं व वनस्मिं वानरो ॥ १ ॥

३३५. यं एसा सहती[६८] जम्मी तण्हा लोके विसत्तिका ।
सोका तस्स पवड्ढन्ति अभिवुट्ठं[६९] व बीरणं ॥ २ ॥

---

६८. म. सहते. ६९. सी. अभिवट्टं.

૩૩૧. કામ આવી પડે ત્યારે મિત્રો સુખ છે, ગમે તેનાથી સતોષ માનવો એ સુખ છે; જીવિતનો ક્ષય થાય ત્યારે પુણ્ય સુખ છે, સર્વ દુઃખનું પ્રહાણ—નિર્વાણ સુખ છે. ૧૨

૩૩૨. લોકમાં માતૃભક્તિ સુખ છે, અને પિતૃ-ભક્તિ સુખ છે. લોકમાં શ્રમણભક્તિ સુખ છે બ્રાહ્મણભક્તિ સુખ છે. ૧૩

૩૩૩. ઘડપણ સુધી આચરેલું શીલ સુખ છે, પ્રતિષ્ઠિત શ્રદ્ધા સુખ છે, પ્રજ્ઞાનો લાભ સુખ છે, પાપોનું અકરણ સુખ છે. ૧૪

તેવીસમો નાગવર્ગ સમાપ્ત.

૨૪

## [ તૃષ્ણાવર્ગ ]

૩૩૪. પ્રમત્ત આચરણવાળા માણસની તૃષ્ણા માલુવા વેલની પેઠે વધે છે; વનમાં ફલ ઇચ્છતા વાનરની પેઠે તે એક જન્મથી બીજા જન્મપર કૂદાકૂદ કરે છે. ૧

૩૩૫. આ લુચ્ચી તૃષ્ણા, લોકમાં આસક્તિ, જેને હરાવે છે, તેના શોકો વરસાદ પડેલા વીરણની પેઠે વધે છે. ૨

३३६. यो चेतं सहती जम्मि तण्हं लोके दुरच्चयं ।
सोका तम्हा पपतन्ति उदबिन्दू व पोक्खरा ॥ ३ ॥

३३७. तं वो वदामि भद्दं वो यावन्तेत्थ समागता ।
तण्हाय मूलं खणथ उसीरत्थो व बीरणं ।
मा वो नळं व सोतो व मारो भञ्जि पुनप्पुनं ॥ ४ ॥

३३८. यथापि मूले अनुपद्दवे दळ्हे
छिन्नोऽपि रुक्खो पुनरेव रूहति ।
एवं पि तण्हानुसये अनूहते
निब्बत्तती दुक्खमिदं पुनप्पुन ॥ ५ ॥

३३९. यस्स छत्तिंसती सोता मनापसवना भुसा ।
वाहा वहन्ति दुद्दिट्ठिं सङ्कप्पा रागनिस्सिता ॥ ६ ॥

३४०. सवन्ति सब्बधी सोता लता उब्भिज्ज[70] तिट्ठति ।
त च दिस्वा लतं जात मूलं पञ्ञाय छिन्दथ ॥ ७ ॥

३४१ सरितानि सिनेहितानि च
सोमनस्सानि भवन्ति जन्तुनो ।
ते सातसिता सुखेसिनो
ते वे जातिजरूपगा नरा ॥ ८ ॥

---

७०. म. उप्पज्ज.

૩૩૬. જે આ હુચ્ચી, દુસ્તર, લોકમાં તૃષ્ણાને હરાવે છે, તેના ઉપરથી શોકો કમળ ઉપરથી પાણીનાં બિન્દુની પેઠે ખરી પડે છે. ૩

૩૩૭. જે અહીં આવ્યા છે તેમનું ભદ્ર થાઓ એમ કહું છું; વાળો જોઇતો હોય તે માણસ વીરણને ખોદી કાઢે તેમ તૃષ્ણાનું મૂળ ખોદી કાઢો; બરૂને જેમ સ્રોત ભાંગી નાખે છે તેમ માર તમને વારંવાર ભાંગી ના નાખો. ૪

૩૩૮. જેમ મૂળ સાજાં અને દૃઢ રહ્યાં હોય તો કાપેલું ઝાડ ફરી વાર ઉગે છે, તેમ તૃષ્ણાની સૂક્ષ્મ વાસનાનો નાશ ન થયો હોય તો આ દુઃખ ફરી ફરી થાય છે. ૫

૩૩૯. જેનાં છત્રીસ સ્રોતો પ્રિય પદાર્થો તરફ જોરથી વહે છે તેને દુર્દષ્ટિવાળાને રાગયુક્ત સંકલ્પરૂપી પ્રવાહો વહી જાય છે. ૬

૩૪૦. સ્રોતો ચારેય બાજુ વહે છે, તેમાંથી એક લતા ફૂટી નીકળે છે, તેને ઉત્પન્ન થએલી જોઇને તેના મૂળને પ્રજ્ઞાથી છેદો. ૭

૩૪૧- યાદ કરેલા સ્નેહો જન્તુને આનન્દિત કરે છે, તે ભોગો ઉપર આશ્રય રાખનારા અને સુખ ઇચ્છનારા નરો જન્મ અને જરાને પામે છે. ૮

३४२. तसिणाय पुरक्खता पजा
परिसप्पन्ति ससो व बाधितो ।
संयोजनसङ्गसत्ता दुक्ख-
मुपेन्ति पुनप्पुनं चिराय ॥ ९ ॥

३४३. तसिणाय पुरक्खता पजा
परिसप्पन्ति ससो व बाधितो ।
तस्मा तसिणं विनोदये
भिक्खु आकंखी विरागमत्तनो ॥ १० ॥

३४४. यो निब्बनथो वनाधिमुत्तो वनमुत्तो वनमेव धावति ।
तं पुग्गलमेथ[७१] पस्सथ मुत्तो बन्धनमेव धावति ॥ ११ ॥

३४५. न तं दळ्हं बन्धनमाहु धीरा
यदायसं दारुजं बब्बजं च ।
सारत्तरत्ता मणिकुण्डलेसु
पुत्तेसु दारेसु च या अपेक्खा ॥ १२ ॥

३४६. एतं दळ्हं बन्धनमाहु धीरा
ओहारिनं सिथिलं दुप्पमुञ्चं ।
एतं पि छेत्वान परिब्बजन्ति
अनपेक्खिनो कामसुखं पहाय ॥ १३ ॥

---

७१. सी. °मेव.

૩૪૨. તૃષ્ણાને આગળ કરેલી છે એવી પ્રજા બાંધેલા સસલાની પેઠે દોડાદોડ કરે છે; સંયોજનના સંગથી બંધાએલા ચિરકાળ વારંવાર દુઃખ પામે છે. ૯

૩૪૩ તૃષ્ણાને આગળ કરેલી છે એવી પ્રજા બાંધેલા સસલાની પેઠે દોડાદોડ કરે છે; માટે આત્માનો વૈરાગ્ય ઈચ્છનારા ભિક્ષુએ તૃષ્ણાને હાંકી કાઢવી. ૧૦

૩૪૪. જે બાહ્ય ઉપાધિથી મુક્ત છે—વનથી મુક્ત છે અને વન તરફજ દોડે છે, આવો અને તે જીવને જુઓ. તે બંધનથી મુક્ત થઇને બન્ધન તરફ દોડે છે. ૧૧

૩૪૫. લોઢાનું, લાકડાનું, કે બર્બજ ઘાસનું જે બંધન છે તેને ધીર પુરુષો દૃઢ બન્ધન કહેતા નથી; મણિકુંડલમાં જે અતિ આસક્તિ પુત્રમાં દારામાં જે અપેક્ષા છે, ૧૨

૩૪૬. તેને ધીર પુરુષો દૃઢ બન્ધન કહે છે; જે વાહ્ય છે, ઢીલું છે [પણ] છોડવું દુષ્કર છે; એને પણ છેદીને, નિસ્પૃહ જનો કામસુખને છોડીને, પ્રવ્રજ્યા લે છે. ૧૩

३४७. ये रागरत्तानुपतन्ति सोतं
सयं कतं मक्कटको व जालं ।
एतं पि छेत्वान वजन्ति धीरा
अनपक्खिनो सब्बदुक्खं पहाय ॥ १४ ॥

३४८. मुञ्च पुरे मुञ्च पच्छतो मज्झे मुञ्च भवस्स पारगू ।
सब्बत्थ विमुत्तमानसो न पुन जातिजरं उपेहिसि ॥ १५॥

३४९. वितक्कपमथितस्स जन्तुनो तिब्बरागस्स सुभानुपस्सिनो ।
भिय्यो तण्हा पवड्ढति एस खो दळ्हं[७२] करोति बंधनं ॥ १६॥

३५०. वितक्कूपसमे च यो रतो असुभं भावयति सदा सतो ।
एस खो व्यन्तिकाहिति एस छेच्छति मारबन्धनं ॥१७॥

३५१. निट्ठंगतो असन्तासी वीततण्हो अनङ्गणो ।
अच्छिन्दि[७३] भवसल्लानि अन्तिमोयं समुस्सयो ॥ १८ ॥

३५२. वीततण्हो अनादानो निरुत्तिपदकोविदो ।
अक्खरानं सन्निपातं जञ्ञा पुब्बापरानि च ।
स वे अन्तिमसारीरो महापञ्ञो(महापुरिसो)ति वुच्चति ॥१९॥

---

७२ म गाळ्हं. ७३. सी. अच्छिद्दि.

૩૪૭. પોતાની કરેલી જાળમાં કરોળીઓ પડે છે એમ જે રાગાસક્તો વહેણમાં પડે છે; એને પણ છેદીને, નિસ્પૃહ જનો સર્વ દુઃખને છોડીને, પ્રવ્રજ્યા લે છે. ૧૪

૩૪૮. હે સંસારની પાર જનારા! પહેલાંનું હોય તે છોડી દે, પછીનું હોય તે છોડી દે, વચ્ચમાંનું હોય તે છોડી દે; બધેથી છોડી દીધેલા મનવાળો ફરીવાર જન્મજરા પામીશ નહિ. ૧૫

૩૪૯. વિતર્કથી મથાતા તીવ્ર રાગવાળા, શુભ દેખનારા જન્તુની તૃષ્ણા ખૂબ વધે છે, તે બંધનને દૃઢ કરે છે. ૧૬

૩૫૦. વિતર્કના ઉપશમમાં જે રત છે, સદા સ્મૃતિમાન રહી જે અશુભની ભાવના કરે છે તે મારના બન્ધનનો છેડો લાવશે, તેને તોડશે ૧૭

૩૫૧. નિષ્ઠા (ધ્યેય, નિર્વાણ) પામેલો, નહિ ત્રાસવાવાળો, વીતતૃષ્ણ, પાપરહિત, તેણે ભવના શલ્યો કાપ્યાં છે, તેનો આ છેલ્લો દેહ છે. ૧૮

૩૫૨. વીતતૃષ્ણ, કશાને પણ નહિ પકડનારો, ભાષાના શબ્દો જાણનારો, અક્ષરોનો પૂર્વાપર સંનિપાત જાણનારો, તે જ અન્તિમ શરીરવાળો મહાપ્રજ્ઞ (મહાપુરુષ) કહેવાય છે. ૧૯

३५३. सब्बाभिभू सब्बविदूहमस्मि
सब्बेसु धम्मेसु अनूपलित्तो ।
सब्बञ्जहो तण्हक्खये विमुत्तो
सयं अभिञ्ञाय कमुद्दिसेय्यं ॥ ॥ २०

३५४. सब्बदानं धम्मदानं जिनाति ।
सब्बं रसं धम्मरसो जिनाति ।
सब्बं रतिं धम्मरती जिनाति
तण्हक्खयो सब्बदुक्खं जिनाति ॥ २१ ॥

३५५. हनन्ति भोगा दुम्मेधं नो च[७४] पारगवेसिनो ।
भोगतण्हाय दुम्मेधो हन्ति अञ्ञे व अत्तनं ॥ २२ ॥

३५६. तिणदोसानि खेत्तानि रागदोसा अयं पजा ।
तस्मा हि वीतरागेसु दिन्नं होति महप्फलं ॥ २३ ॥

३५७. तिणदोसानि खेत्तानि दोसदोसा अयं पजा ।
तस्मा हि वीतदोसेसु दिन्नं होति महप्फलं ॥ २४ ॥

३५८. तिणदोसानि खेत्तानि मोहदोसा अयं पजा ।
तस्मा हि वीतमोहेसु दिन्नं होति महप्फलं ॥ २५ ॥

---

७४. सी. वे.

૩૫૩. સર્વનો પરાભવ કરનારો, સર્વ જાણનારો હું છું, સર્વ ધર્મમાં અર્થાત્ પ્રપંચમાં અલિપ્ત છું, સર્વનો ત્યાગ કરનારો, મારી મેળે જાણીને તૃષ્ણાના ક્ષયમાં અર્થાત્ નિર્વાણમાં વિમુક્ત છું, હું કોનું નામ દઉં ? ૨૦

૩૫૪. સર્વદાનને ધર્મદાન જીતે છે, સર્વ રસને ધર્મરસ જીતે છે, સર્વ રતિને ધર્મરતિ જીતે છે, સર્વ દુઃખને તૃષ્ણાક્ષયને નિર્વાણ જીતે છે. ૨૧

૩૫૫. દુર્મેધને ભોગો હણે છે, પાર ખોળનારાને નહિ; દુર્મેધ જન ભોગ તૃષ્ણાવડે, બીજાઓ તેનો ઘાત કરે તેમ, પોતાનો ઘાત કરે છે. ૨૨

૩૫૬. તૃણ ખેતરનો દોષ છે, રાગ આ પ્રજાનો દોષ છે; માટે વીતરાગોને કરેલું દાન મહાન ફળવાળું થાય છે. ૨૩

૩૫૭. તૃણ ખેતરનો દોષ છે, દ્વેષ આ પ્રજાનો દોષ છે; માટે વીતદ્વેષોને કરેલું દાન મહાન ફળવાળું થાય છે. ૨૪

૩૫૮. તૃણ ખેતરનો દોષ છે, મોહ આ પ્રજાનો દોષ છે; માટે વીતમોહને કરેલું દાન મહાન ફળવાળું થાય છે. ૨૫

३५९. तिणदोसानि खेत्तानि इच्छादोसा अयं पजा ।
तस्मा हि विगतिच्छेसु दिन्नं होति महप्फलं ॥ २६ ॥

तण्हावग्गो चतुवीसतिमो ॥

२५

## [ भिक्खुवग्गो ]

३६०. चक्खुना संवरो साधु साधु सोतेन संवरो ।
घानेन संवरो साधु साधु जिव्हाय संवरो ॥ १ ॥

३६१. कायेन संवरो साधु साधु वाचाय संवरो ।
मनसा संवरो साधु साधु सब्बत्थ संवरो ।
सब्बत्थ संवुतो भिक्खु सब्बदुक्खा पमुच्चति ॥ २ ॥

३६२. हत्थसंयतो पादसंयतो
वाचाय संयतो संयतुत्तमो ।
अज्झत्तरतो समाहितो
एको सन्तुसितो तमाहु भिक्खुं ॥ ३ ॥

३६३. यो मुखसंयतो भिक्खु मन्तभाणी अनुद्धतो ।
अत्थं धम्मं च दीपेति मधुरं तस्स भासितं ॥ ४ ॥

३६४. धम्मारामो धम्मरतो धम्मं अनुविचिन्तयं ।
धम्मं अनुस्सरं भिक्खु सद्धम्मा न परिहायति ॥ ५ ॥

૩૫૯. તૃણ ખેતરનો દોષ છે, ઇચ્છા આ પ્રજાનો દોષ છે; માટે વિગતેચ્છાને આપેલું દાન મહાન ફળવાળું થાય છે. ૨૬

ચોવીસમો તૃષ્ણાવર્ગ સમાપ્ત.

## ૨૫

## [ ભિક્ષુવર્ગ ]

૩૬૦. ચક્ષુથી સંવરણ સારૂં, શ્રોત્રથી સંવરણ સારૂં, ઘ્રાણથી સંવરણ સારૂં, જિહ્વાથી સંવરણ સારૂં, ૧

૩૬૧. કાયથી સંવરણ સારૂં, વાણીથી સંવરણ સારૂં, મનથી સંવરણ સારૂં, સર્વત્ર સંવરણ સારૂં; સર્વત્ર સંવૃત થયેલો ભિક્ષુ સર્વ દુઃખથી મુક્ત થાય છે. ૨

૩૬૨. હાથથી સંયત, પગથી સંયત, વાણીથી સંયત, ઉત્તમરીતે સંયત અધ્યાત્મમાં રત, સમાધિવાળો, એકલો, સંતુષ્ટ હોય તેને ભિક્ષુ કહે છે. ૩

૩૬૩. જે ભિક્ષુ મુખથી સંયત, વિચારીને (પ્રજ્ઞાથી) બોલનારો, અનુદ્ધત અર્થાત્ ચાપલ્યવિનાનો હોય, તે અર્થ અને ધર્મને દીપાવે છે, તેનું ભાષણ મધુર છે. ૪

૩૬૪. ધર્મમાં આરામવાળો, ધર્મમાં રત, ધર્મનું ચિન્તન કરતો, ધર્મને અનુસરતો ભિક્ષુ સદ્ધર્મથી ચલિત થતો નથી. ૫

३६५. सलाभं नातिमञ्ञेय्य नाञ्ञेसं पिहयं चरे।
अञ्ञेसं पिहयं भिक्खु समाधिं नाधिगच्छति ॥ ६ ॥

३६६. अप्पलाभोपि चे भिक्खु सलाभं नातिमञ्ञति।
तं वे देवा पसंसन्ति सुद्धाजीविं अतन्दितं ॥ ७ ॥

३६७. सब्बसो नामरूपस्मि यस्स नत्थि ममायितं।
असता च न सोचति स वे भिक्खू ति वुच्चति ॥ ८ ॥

३६८. मेत्ताविहारी यो भिक्खु पसन्नो बुद्धसासने।
अधिगच्छे पदं सन्तं संखारूपसमं सुखं ॥ ९ ॥

३६९. सिञ्च भिक्खु इमं नावं सित्ता ते लहुमेस्सति।
छेत्वा रागं च दोसं च ततो निब्बानमेहिसि ॥ १० ॥

३७०. पञ्च छिन्दे पञ्च जहे पञ्च चुत्तरि भावये।
पञ्चसङ्गातिगो भिक्खु ओघतिण्णो ति वुच्चति ॥ ११ ॥

३७१. झाय भिक्खु मा[७५] पमादो
मा ते कामगुणे भमस्सु चित्तं।
मा लोहगुळं गिळी पमत्तो
मा कन्दि दुक्खमिदं ति डय्हमानो ॥१२॥

३७२. नत्थि झानं अपञ्ञस्स पञ्ञा नत्थि अज्झायतो[७६]।
यम्हि झानं च पञ्ञा च स वे निब्बानसन्तिके ॥१३॥

---

७५. सी. मा च. ७६. म. अझायिनो.

૩૬૫. સ્વલાભ (પોતાને મળેલું અન્ન વગેરે)ની અવગણના ન કરવી, બીજાના લાભની સ્પૃહા ન કરવી; બીજાના લાભની સ્પૃહા કરતો ભિક્ષુ સમાધિ પામતો નથી. ૬

૩૬૬. જે ભિક્ષુ અલ્પલાભી હોય, તોપણ પોતાના લાભની અવગણના કરતો નથી તે શુદ્ધ આજીવિકાવાળા અતન્દ્રિતની દેવો પણ પ્રશંસા કરે છે. ૭

૩૬૭. સર્વ નામરૂપાત્મક પદાર્થોમાં જેને મમત્વ નથી, જે અસત્‌નો શોક કરતો નથી તે ભિક્ષુ કહેવાય છે. ૮

૩૬૮. જે ભિક્ષુ બુદ્ધ શાસનમાં પ્રસન્ન રહી મૈત્રી-ભાવનાથી વિહાર કરે છે તે, સંસ્કારોનો ઉપશમ થાય એવા સુખવાળા શાન્ત પદને પામે છે. ૯

૩૬૯. હે ભિક્ષુ! આ નાવને ધો, ધોએલું નાવ હળકું ચાલશે; રાગ અને દ્વેષને છેદીને નિર્વાણ પામીશ. ૧૦

૩૭૦. પાંચ કાપો, [ઉપરનાં] પાંચ છોડી દો, પછી પાંચની ભાવના કરો; પાંચ આસક્તિ છોડીને આગળ ગએલો ભિક્ષુ પૂરની પાર ગયેલો ગણાય છે. ૧૧

૩૭૧. હે ભિક્ષુ, ધ્યાન કરો, પ્રમાદ મા કરો, કામ-ગુણમાં તારૂં ચિત્ત મા ભમો; પ્રમત્ત થઇ લોઢાનો ગોળો મા ગળો અને પછી દાઝતાં 'એ દુઃખ છે' એવી બૂમ મા પાડો. ૧૨

૩૭૨. અપ્રજ્ઞને ધ્યાન થતું નથી, ધ્યાન નહિ કરનારને પ્રજ્ઞા થતી નથી; જેનામાં ધ્યાન છે અને પ્રજ્ઞા છે તે જ નિર્વાણની નજીક છે. ૧૩

३७३. सुञ्ञागारं पविट्ठस्स सन्तचित्तस्स भिक्खुनो ।
अमानुसी रती होति सम्मा धम्मं विपस्सतो ॥ १४ ॥

३७४. यतो यतो सम्मसति खन्धानं उदयब्बयं ।
लभती पीतिपामोज्जं अमतं तं विजानतं ॥ १५ ॥

३७५. तत्रायमादि भवति इध पञ्ञस्स भिक्खुनो ।
इन्द्रियगुत्ति सन्तुट्ठि पातिमोक्खे च संवरो ॥ १६ ॥

३७६. मित्ते भजस्सु कल्याणे सुद्धाजीवे अतन्दिते ।
पटिसन्थारवुत्यस्स आचारकुसलो सिया ।
ततो पामोज्जबहुलो दुक्खस्सन्तं करिस्ससि ॥ १७ ॥

३७७. वस्सिका विय पुप्फानि मद्दवानि पमुञ्चति ।
एवं रागं च दोसं च विप्पमुञ्चेथ भिक्खवो ॥ १८ ॥

३७८. सन्तकायो सन्तवाचो सन्तमनो सुसमाहितो ।
वन्तलोकामिसो भिक्खु उपसन्तो ति वुच्चति ॥ १९ ॥

३७९. अत्तना चोदयत्तानं पटिमासे अत्तमत्तना ।
सो अत्तगुत्तो सतिमा सुखं भिक्खु विहाहिसि ॥ २० ॥

३८०. अत्ता हि अत्तनो नाथो अत्ता हि अत्तनो गति ।
तस्मा संयमयत्तानं अस्सं भद्रं व वाणिजो ॥ २१ ॥

૩૭૩. શૂન્યાગારમાં પેઠેલા શાંત ચિત્તવાળા ભિક્ષુને, સમ્યક્ રીતે ધર્મને જોતાં અમાનુષી—દૈવી રતિ થાય છે. ૧૪

૩૭૪. જેમ જેમ સ્કંધોના ઉદય અને નાશનો વિચાર કરે છે તેમ તેમ તેને પ્રીતિ અને પ્રમોદ મળે છે જે જ્ઞાતાઓને માટે અમૃત છે. ૧૫

૩૭૫. અહિંઆ (બુદ્ધ શાસનમાં) જેની પ્રજ્ઞા થઇ હોય તેવા ભિક્ષુની ચર્યાનો આરંભ આ પ્રમાણે થાય છે:—ઇંદ્રિયનું રક્ષણ, સંતોષ, અને પાતિમોક્ખ નિયમોમાં સંવરણ અર્થાત્ તેઓનો ભંગ ન કરવો. ૧૬

૩૭૬. શુદ્ધ આજીવિકાવાળા અતન્દ્રિત કલ્યાણ-મિત્રોનું સેવન કર, બીજાનું આદરથી સ્વાગત કરવાની વૃત્તિવાળો થા, આચારકુશલ થા. તેથી બહુ પ્રમોદ પામીને દુ:ખનો અંત લાવીશ. ૧૭

૩૭૭. જૂઈ જેમ પોચાં ફૂલોને ગેરવી નાખે છે, તેમ ભિક્ષુઓ! રાગ અને દ્વેષને છોડી દો. ૧૮

૩૭૮. શાન્ત કાયાવાળો, શાન્ત વાણીવાળો, શાન્ત મનવાળો, સમાધિવાળો, લોકામિષ અર્થાત્ તૃષ્ણાનું જેણે વમન કર્યું છે એવો ભિક્ષુ ઉપશાન્ત કહેવાય છે. ૧૯

૩૭૯. આત્માથી આત્માની તપાસ કરવી, આત્માથી આત્માની પરીક્ષા કરવી; એવો આત્મગુપ્ત, સ્મૃતિવાળો થઇને, હે ભિક્ષુ! તું સુખે વિહાર કરીશ. ૨૦

૩૮૦. આત્મા જ આત્માનો નાથ છે આત્મા જ આત્માની ગતિ છે, માટે જેમ વેપારી ભદ્ર અશ્વનો સંયમ કરે તેમ આત્માનો સંયમ કર. ૨૧

३८१. पामोज्जबहुलो भिक्खु पसन्नो बुद्धसासने ।
अधिगच्छे पदं सन्तं संखारूपसमं सुखं ॥ २२ ॥

३८२. यो हवे दहरो भिक्खु युञ्जति बुद्धसासने ।
सोमं लोकं पभासेति अब्भा मुत्तो व चन्दिमा ॥ २३ ॥

भिक्खुवग्गो पञ्चवीसतिमो ॥

२६

## [ ब्राह्मणवग्गो ]

३८३. छिन्द सोतं परक्कम्म कामे पनुद ब्राह्मण ।
संखारानं खयं ञत्वा अकतञ्ञूसि ब्राह्मण ॥ १ ॥

३८४. यदा द्वयेसु धम्मेसु पारगू होति ब्राह्मणो ।
अथस्स सब्बे संयोगा अत्थं गच्छन्ति जानतो ॥ २ ॥

३८५. यस्स पारं अपारं वा पारापारं न विज्जति ।
वीतद्दरं विसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३ ॥

३८६. झायिं विरजमासीनं कतकिच्चं अनासवं ।
उत्तमत्थमनुप्पत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ४ ॥

३८७. दिवा तपति आदिच्चो रत्तिं आभाति चन्दिमा ।
सन्नद्धो खत्तियो तपति झायी तपति ब्राह्मणो ।
अथ सब्बमहोरत्तं बुद्धो तपति तेजसा ॥ ५ ॥

૩૮૧. બહુ પ્રમોદવાળો બુદ્ધશાસનમાં પ્રસન્ન એવો ભિક્ષુ, સંસ્કારોનો ઉપશમ થાય એવા સુખવાળા શાન્ત પદને પામે છે. ૨૨

૩૮૨. જે તરુણ ભિક્ષુ બુદ્ધશાસનમાં લાગે છે, તે વાદળથી મુક્ત ચન્દ્રમા પેઠે આ લોકને પ્રકાશે છે. ૨૩

પચીસમો ભિક્ષુવર્ગ સમાપ્ત

## ૨૬

## [બ્રાહ્મણવર્ગ]

૩૮૩. હે બ્રાહ્મણ, સ્રોત (તૃષ્ણા)ને કાપ, પરાક્રમ કર, કામને હાંકી કાઢ; સંસ્કારોનો ક્ષય જાણીને, હે બ્રાહ્મણ, અકૃત (કોઇએ કર્યું નથી એવું તે નિર્વાણ) જાણનારો થઇશ. ૧

૩૮૪. જ્યારે બન્ને ધર્મ (ધ્યાન અને પ્રજ્ઞા)માં બ્રાહ્મણ પાર જાય છે ત્યારે, જાણનાર તેવા તેના, સર્વ સંયોગો—સંયોજનો અસ્ત પામે છે. ૨

૩૮૫. જેને પાર (ઉર્ધ્વભાગી સંયોજન) અપાર (અવરભાગી સંયોજન) અથવા પારાપાર નથી એવા નિડર અવિષક્ત પુરુષને હું બ્રાહ્મણ કહું છું. ૩

૩૮૬. ધ્યાની, નિષ્પાપ, સ્થિર, કૃતકૃત્ય, અનાસ્રવ, ઉત્તમ અર્થ પ્રાપ્ત કરેલાને હું બ્રાહ્મણ કહું છું. ૪

૩૮૭. આદિત્ય દિવસે તપે છે, ચન્દ્રમા રાત્રે પ્રકાશે છે, ક્ષત્રિય સુસજ્જ તપે છે, બ્રાહ્મણ ધ્યાની તપે છે અને બુદ્ધ સર્વ અહોરાત્ર તેજથી તપે છે. ૫

३८८.　　वाहितपापो ति ब्राह्मणो
　　　　　समचरिया समणो ति वुच्चति ।
　　　　पब्बाजयमत्तनो मलं
　　　　　तस्मा पब्बजितो ति वुच्चति ॥ ६ ॥

३८९.　न ब्राह्मणस्स पहरेय्य नास्स मुञ्चेथ ब्राह्मणो ।
　　　धी ब्राह्मणस्स हन्तारं ततो धी यस्स मुञ्चति ॥ ७ ॥

३९०.　　न ब्राह्मणस्सेतदकिञ्चि सेय्यो
　　　　　यदा निसेधो मनसो पियेहि ।
　　　　यतो यतो हिंसमनो निवत्तति
　　　　　ततो ततो सम्मतिमेव दुक्खं ॥ ८ ॥

३९१.　यस्स कायेन वाचाय मनसा नत्थि दुक्कतं[77] ।
　　　संवुतं तीहि ठानेहि तमहं ब्रूमि ब्राह्मणं ॥ ९ ॥

३९२.　यम्हा धम्मं विजानेय्य सम्मासंबुद्धदेसितं ।
　　　सक्कच्चं तं नमस्सेय्य अग्गिहुत्तं व ब्राह्मणो ॥ १० ॥

३९३.　न जटाहि न गोत्तेन न जच्चा होति ब्राह्मणो ।
　　　यम्हि सच्चं च धम्मो च सो सुची[78] सो च ब्राह्मणो ॥ ११ ॥

३९४.　किं ते जटाहि दुम्मेध किं ते अजिनसाटिया ।
　　　अब्भन्तरं ते गहनं बाहिरं परिमज्जसि ॥ १२ ॥

---

७७. म. दुक्कटं.　　७८. सी. सुखी.

૩૮૮. પાપને બાહ્ય કરવાથી બ્રાહ્મણ કહેવાય છે, સમચર્યાથી સમણ—શ્રમણ કહેવાય છે, પોતાનો મેલ પ્રવ્રજિત કરેલો (કાઢી નાખેલો) હોય તેથી પ્રવ્રજિત કહેવાય છે. ૬

૩૮૯. બ્રાહ્મણ પર પ્રહાર ન કરવો, બ્રાહ્મણે તેના પર કોપ ન કરવો; બ્રાહ્મણના મારનારને ધિક્કાર છે અને જે (બ્રાહ્મણ) કોપ કરે તેને તેથી પણ વધારે ધિક્કાર છે. ૭

૩૯૦. જ્યારે મનના પ્રિયનો—સંસ્કારનો નિષેધ કરે છે ત્યારે તે બ્રાહ્મણને થોડું શ્રેય નથી; જેમ જેમ હિંસામાંથી મનને નિવારે છે, તેમ તેમ તેનું દુઃખ શમે જ છે. ૮

૩૯૧. જેને કાયથી વાણીથી મનથી દુષ્કૃત નથી, જે ત્રણેય સ્થાનેથી સંવૃત છે, તેને હું બ્રાહ્મણ કહુ છું. ૯

૩૯૨. જેની પાસેથી સમ્યક્ સંબુદ્ધનો ઉપદેશેલો ધર્મ જાણવા મળે તેને, બ્રાહ્મણ અગ્નિહોત્રને નમસ્કાર કરે તેમ, સત્કારપૂર્વક નમસ્કાર કરવો. ૧૦

૩૯૩. જટાથી ગોત્રથી જન્મથી બ્રાહ્મણ થતો નથી; જેનામાં સત્ય અને ધર્મ હોય તે શુચિ છે, તે બ્રાહ્મણ છે. ૧૧

૩૯૪. હે દુર્મેધ, જટાથી તારૂં શું વળવાનું, મૃગ-ચર્મના વસ્ત્રથી તારૂં શું વળવાનું! તારૂં અભ્યંતર સંકીર્ણ છે અને બહારથી ધુવે છે. ૧૨

३९५. पंसुकूलधरं जन्तुं किसं धमनिसन्थतं ।
एकं वनस्मिं झायन्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १३ ॥

३९६. न चाहं ब्राह्मणं ब्रूमि योनिजं मत्तिसंभवं ।
भोवादी नाम सो होति सचे[७९] होति सकिंचनो ।
अकिञ्चनं अनादानं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १४ ॥

३९७. सव्वसयोजनं छेत्वा यो वे न परितस्सति ।
सङ्गातिगं विसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १५ ॥

३९८. छेत्वा नन्धि[८०]वरत्तं च सन्दानं सहनुक्कम ।
उक्खित्तपळिघं बुद्धं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १६ ॥

३९९. अक्कोसं वधवन्धं च अदुट्ठो यो तितिक्खति ।
खन्तीबल बलानीकं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १७ ॥

४००. अक्कोधनं वतवन्तं सीलवन्तं अनुस्सदं[८१] ।
दन्तं अन्तिमसारीरं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १८ ॥

४०१. वारि पोक्खरपत्ते व आरग्गेरिव सासपो ।
यो न लिम्पति कामेसु तमहं ब्रूमि ब्राह्मणं ॥ १९ ॥

---

७९ म. सवे. ८० मी. नन्दि. ८१ सी. अनुस्सुत.

૩૯૫. ધૂળમાંથી કપડાં પહેરનાર, કૃશ, નસોથી વીંટળાએલો, વનમાં એકલો ધ્યાન ધરતો, તેવાને હું બ્રાહ્મણ કહું છું. ૧૩

૩૯૬. બ્રાહ્મણ જાતિથી–બ્રાહ્મણ માથી જન્મેલાને હું બ્રાહ્મણ કહેતો નથી. જો તે પૈસાદાર હશે તો લોકો તેને ભો ! કહી બોલાવશે. જે અકિંચન હોય, લેવાની ઇચ્છા વિનાનો હોય, તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૪

૩૯૭. સર્વ સંયોજનોને છેદીને જે ત્રાસ પામતો નથી, જે આસક્તિથી પર ગયો છે, અવિષક્ત છે તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૫

૩૯૮. ચામડાના વરતને (વૈરને), તથા જાળને (તૃષ્ણાને) તથા મ્હોરીને ( દૃષ્ટિને ) ક્રમ પ્રમાણે છેદીને, જેણે ભોગળને (અવિદ્યાને) ફેંકી દીધી છે તેવા બુદ્ધને હું બ્રાહ્મણ કહું છું. ૧૬

૩૯૯. ગાળો, વધ–ઇજા, બન્ધને પણ જે મૈત્રીભાવ રાખી ખમી લે, તેવા ક્ષમારૂપ બલ–લશ્કરવાળા સેનાપતિને હું બ્રાહ્મણ કહું છું. ૧૭

૪૦૦. ક્રોધ વિનાનો, વ્રતવાન, શીલવાન, તૃષ્ણાના અભાવથી અહંકાર વિનાનો, દાન્ત, અન્તિમ શરીરવાળો હોય તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૮

૪૦૧. કમલપત્ર ઉપર પાણીની પેઠે, આરની અણી ઉપર સરસવની પેઠે જે કામથી લેપાતો નથી તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૯

४०२. यो दुक्खस्स पजानाति इधेव खयमत्तनो ।
पन्नभारं विसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २० ॥

४०३. गम्भीरपञ्ञ मेधावि मग्गामग्गस्स कोविदं ।
उत्तमत्थ अनुप्पत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २१ ॥

४०४. असंसट्ठं गहट्ठेहि अनागारेहि चूभयं ।
अनोकसारिं अप्पिच्छं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २२ ॥

४०५. निधाय दण्डं भूतेसु तसेसु थावरेसु च ।
यो न हन्ति न घातेति तमहं ब्रूमि ब्राह्मणं ॥ २३ ॥

४०६. अविरुद्धं विरुद्धेसु अत्तदण्डेसु निब्बुतं ।
सादानेसु अनादानं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २४ ॥

४०७. यस्स रागो च दोसो च मानो मक्खो च पातितो ।
सासपोरिव आरग्गा तमहं ब्रूमि ब्राह्मणं ॥ २५ ॥

४०८. अकक्कसं विञ्ञापनिं गिरं सच्चं उदीरये ।
याय नाभिसजे किञ्चि तमहं ब्रूमि ब्राह्मणं ॥ २६ ॥

४०९. योध दीघं वा रस्सं वा अणुं थूलं सुभासुभं ।
लोके अदिन्नं नादियति तमहं ब्रूमि ब्राह्मणं ॥ २७ ॥

૪૦૨. જે અહીંઆં જ આત્માના દુઃખના ક્ષયને જાણે છે, તેવા, [તૃષ્ણાનો] ભાર પડી ગએલા, અનાસક્તને હુ બ્રાહ્મણ કહું છું. ૨૦

૪૦૩. ગંભીર પ્રજ્ઞાવાળા, મેધાવી, માર્ગ અમાર્ગના જાણનાર, ઉત્તમ અર્થ પ્રાપ્ત કરનાર, તેને હું બ્રાહ્મણ કહું છું ૨૧

૪૦૪. ગૃહસ્થ અને ગૃહવિનાના બન્નેના સંસર્ગની બહાર હોય, ગૃહવિનાનાઓના માર્ગને અનુસરનારો, અલ્પ ઇચ્છાવાળો હોય તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૨

૪૦૫. જે જંગમ અને સ્થાવર ભૂતો વિશે દંડને છોડી દઇને ઘાત કરતો નથી કરાવતો નથી તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૩

૪૦૬. વિરુદ્ધોમાં જે અવિરુદ્ધ છે. દંડધારીઓમાં જેણે દંડ છોડી દીધો છે, જે ગ્રહણ કરનારામાં ગ્રહણ નહિ કરનારો છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૪

૪૦૭. જેનો રાગ, દ્વેષ, માન, તિરસ્કાર, આરની અણી ઉપરથી સરસવની પેઠે પડી ગયો છે તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૫

૪૦૮. જે અકર્કશ, સ્પષ્ટ અર્થ વ્યક્ત કરવાવાળી, અને સત્યવાણી કહે છે, જેનાથી કોઇના પર આક્ષેપ થતો નથી તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૬

૪૦૯. જે લોકમા, દીર્ઘ કે હ્રસ્વ, અણુ કે સ્થૂલ, શુભ કે અશુભ દીધા વિના લેતો નથી તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૭

४१०. आसा यस्स न विज्जन्ति अस्मिं लोके परम्हि च ।
निरासयं विसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २८ ॥

४११. यस्सालया न विज्जन्ति अञ्ञाय अकथंकथी ।
अमतोगधं अनुप्पत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २९ ॥

४१२. योध पुञ्ञं च पाप च उभो सङ्गं उपच्चगा ।
असोकं विरजं सुद्धं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३० ॥

४१३. चन्दं व विमलं सुद्धं विप्पसन्नमनाविलं ।
नन्दीभवपरिक्खीणं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३१ ॥

४१४. योम पळिपथं दुग्गं संसारं मोहमच्चगा ।
तिण्णो पारगतो झायी अनेजो अकथंकथी ।
अनुपादाय निब्बुतो तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३२ ॥

४१५. योध कामे पहत्वान अनागारो परिब्बजे ।
कामभवपरिक्खीण तमहं ब्रूमि ब्राह्मण ॥ ३३ ॥

४१६. योध तण्हं पहत्वान अनागारो परिब्बजे ।
तण्हाभवपरिक्खीणं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३४ ॥

४१७. हित्वा मानुसकं योगं दिब्बं योगं उपच्चगा ।
सब्बयोगविसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३५ ॥

૪૧૦ જેને આ લોકમાં કે પરલોકમાં આશા નથી, તેવા નિસ્તૃષ્ણ અને અનાસકતને હું બ્રાહ્મણ કહું છું. ૨૮

૪૧૧. જેને ઘર નથી, જે જાણીને શંકાની પાર ગયો છે, જે અમૃતમાં ડુબેલો છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૯

૪૧૨. જે અહીંઆં પુણ્ય અને પાપ એ બન્નેના સંગની બહાર ગયો છે, તેવા અશોક નિષ્પાપ શુદ્ધને હું બ્રાહ્મણ કહું છું. ૩૦

૪૧૩. જે ચન્દ્ર જેવો વિમલ છે જે શુદ્ધ પ્રસન્ન અને નિર્મળ છે, જેની તૃષ્ણા અને ભવ ક્ષીણ થઈ ગયાં છે તેને હુ બ્રાહ્મણ કહું છું. ૩૧

૪૧૪. જે આ ખોટો માર્ગ, દુર્ગ, સંસાર, મોહને વટી ગયો છે, તરી ગયો છે, પાર ગયો છે, ધ્યાની નિષ્કંપ નિઃશંક છે, કંઈ પણ ગ્રહણ નહિ કરતો નિવૃત્ત થએલો છે તેને હું બ્રાહ્મણ કહુ છું. ૩૨

૪૧૫. જે કામને છોડીને ઘર વિનાનો થઇ પ્રવ્રજિત થયો છે, જેનાં કામ અને ભવ ક્ષીણ થયાં છે તેને હું બ્રાહ્મણ કહું છું. ૩૩

૪૧૬. જે તૃષ્ણાને છોડીને ઘર વિનાનો થઇ પ્રવ્રજિત થયો છે, જેનાં તૃષ્ણા અને ભવ ક્ષીણ થયાં છે તેને હું બ્રાહ્મણ કહું છું. ૩૪

૪૧૭. માનુષ બંધનને છોડીને જે દિવ્યબંધનની બહાર ગયો છે, જે સર્વ બંધનોથી મુક્ત છે તેવાને હું બ્રાહ્મણ કહું છું. ૩૫

४१८. हित्वा रतिं च अरतिं च सीतिभूत निरूपधिं ।
सब्बलोकाभिभुं वीरं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३६ ॥

४१९. चुतिं यो वेदि सत्तानं उपपत्तिं च सब्बसो ।
असत्तं सुगतं बुद्धं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३७ ॥

४२०. यस्स गतिं न जानन्ति देवा गन्धब्बमानुसा ।
खीणासवं अरहन्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३८ ॥

४२१. यस्स पुरे च पच्छा च मज्झे च नत्थि किञ्चनं ।
अकिञ्चनं अनादानं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३९ ॥

४२२. उसभ पवर वीर महेसिं विजिताविन ।
अनेजं नहातक[८२] बुद्धं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ४० ॥

४२३. पुब्बेनिवासं यो वेदि सग्गापायं च पस्सति ।
अथो जातिक्खय पत्तो अभिञ्ञा वोसितो मुनि ।
सब्बवोसितवोसानं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ४१ ॥

ब्राह्मणवग्गो छब्बीसतिमो ॥

**॥ धम्मपदं निट्ठितं ॥**

---

८२ म. न्हातक.

૪૧૮. રતિ અને અરતિને છોડીને જે થંડો થયો છે, જે ઉપાધિરહિત થયો છે, એવા સર્વ લોકનો પરાભવ કરનાર વીરને હું બ્રાહ્મણ કહું છું. ૩૬

૪૧૯. સર્વ જીવોના મરણ અને જન્મ જે જાણે છે. એવા અસક્ત સુગત બુદ્ધને હું બ્રાહ્મણ કહું છું. ૩૭

૪૨૦. જેની ગતિ દેવ ગન્ધર્વ મનુષ્યો જાણતા નથી, એવા ક્ષીણ આસ્રવવાળા અરહન્તને હું બ્રાહ્મણ કહું છું. ૩૮

૪૨૧. જેને પૂર્વે પાછળ અને મધ્યમાં કાંઇ (આસકિત) નથી એવા અકિંચન, કાંઇ પણ ગ્રહણ નહિ કરનારાને હું બ્રાહ્મણ કહું છું. ૩૯

૪૨૨. વૃષભ, પ્રવર, વીર, મહર્ષિ, વિજયી, નિષ્કંપ, સ્નાતક, બુદ્ધ, તેને હું બ્રાહ્મણ કહું છું. ૪૦

૪૨૩. જે પૂર્વનિવાસ–પૂર્વ જન્મને જાણે છે. સ્વર્ગ અને નરકને જુએ છે, જેણે જન્મનો ક્ષય પ્રાપ્ત કર્યો છે, જેણે જાણીને ધ્યેય પ્રાપ્ત કર્યું છે, ને સર્વ ધ્યેયના ધ્યેયને પામેલો છે તેવા મુનિને હું બ્રાહ્મણ કહું છું. ૪૧

છવીસમો બ્રાહ્મણવર્ગ સમાપ્ત.

ધમ્મપદ સમાપ્ત.

૧

# ટિપ્પણ

( શ્લોકાનુક્રમે )

૧. મન મન એજ સર્વસ્વ છે એવા વિજ્ઞાનવાદના મતનું અહીં બીજ છે. પ્રથમ કહે છે કે સર્વ પદાર્થોમા મન સર્વથી વધારે મહત્ત્વનું છે, પછી કહે છે કે મન સર્વ પદાર્થોમા શ્રેષ્ઠ છે, અને છેવટે કહે છે કે પદાર્થમાત્ર મનોમય છે.

૧-૨. આવા જોડીઆ શ્લોકોને યમક કહે છે.

૬. આ શ્લોકનો પરંપરાગત અર્થ નીચે પ્રમાણે છે.—પરે સામાન્ય માણસો જાણતા નથી કે અમે यमामसे-મૃત્યુ સમીપ જઈએ છીએ પણ જેઓ તે જાણે છે ત્યા કજીઆ શમે છે. પણ यमामसेનો સામાન્ય અર્થ 'સયમ કરીએ' એવો જ છે તેથી આ અર્થ અમે સ્વીકારતા નથી અમારા આપેલા અર્થને मज्झिमनिकायના सल्लेखसुत्त (सुत्त ૮)માના નીચેના અવતરણથી સમર્થન મળે છે. इध खो पन वो चुन्द सल्लेखो करणीयो-परे विहिंसका भविस्सन्ति, मयमेत्थ अविहिंसका भविस्सामा ति सल्लेखो करणीयो । " હવે ચુન્દ, એવી શુદ્ધિ કરવી— બીજાઓ હિંસક ભલે થતા, અમે અહીંઆ અહિંસક થઈશું એવી શુદ્ધિ કરવી "...વગેરે

૩૧ આ શ્લોકમા ન્હાના મોટા સંયોજનોને બાળતો જાય છે એમ કહ્યુ છે તેનો અર્થ તે અરહન્ત થાય છે એવો છે ભાવાર્થ કે અપ્રમાદથી અરહન્ત થવાય છે. અગ્નિના ઉપમાનનું રહસ્ય એ છે કે અગ્નિ જેમ બધી સામગ્રીને બાળીને છેવટે પોતે શાન્ત થઈ જાય છે તેમ માણુસ પણ સર્વ સંયોજનોને બાળી દેદીપ્યમાન થઈ છેવટે નિર્વાણ પામે છે.

૩૩. તેજનનો મૂળ અર્થ વાસ થાય છે. બાણ બનાવનારો વાસને સીધો કરીને તેમા બાણનુ ફળ ખોસે છે. પણ આપણે ત્યા

વાસ કરતા રાકું વપરાય છે અને બોલાય છે પણ રાકું માટે એ શબ્દ રાખેલો છે.

૩૯. પુણ્ય પાપ છોડી દીધા છે—પાપ અકરણથી કરતો નથી એવો, અને કુશલ કર્મ અનાસક્ત થઇ કરે છે એવો, અર્થાત નિષ્કામ શુદ્ધ કર્મ કરનારો. સરખાવો શ્લોક ૧૮૩.

૪૪. विचेस्सति શોધશે સરખાવો धर्मप्रविचय (જુઓ સમ્બોધિ-યગ)

૭૦. માસે માસે૦ અહીં અનેક પ્રકારના અપવાસના વ્રતો કરનારા માણસોને ઉદ્દેશીને આ લખેલું છે.

૯૭. આ અવળ વાણીનો શ્લોક છે. અહીં વિરોધાભાસી ઉલટા વિશેષણોથી અરહન્તનું વર્ણન કર્યું છે. અશ્રદ્ધ એટલે અશેક્ષ, જેને હવે શ્રદ્ધાની જરૂર નથી એવો, અકૃતજ્ઞ—અકૃત એટલે કોઇએ નહિ કરેલુ એવું નિર્વાણ તેને જાણનાર; સન્ધિ એટલે પુનર્જન્મની સન્ધિનો છેદ કરનારો; હતાવકાશ, એટલે દેવલોક વગેરે અવકાશો જેને માટે નથી એવો, વન્તાશ એટલે તેણે આશાનુ, તૃષ્ણાનું વમન કર્યું છે-નિસ્પૃહ છે.

૧૩૪. કાસાના ઠામને બહારથી આઘાત કરીએ તો તે કંપીને સામો અવાજ કરે પણ તે ઠામને ઊંધુ મુકી દીધું હોય તો તેમાંથી અવાજ જ ન થાય તેવી જ રીતે જે માણસ બહારના આઘાતથી આત્માને કંપવાજ ન દે, અસર થવા જ ન દે, તેનામાંથી સામો અવાજ જ ન નીકળે, અને તે નિર્વાણ પામી ગયો એમજ સમજવું. उपहतो—અહીં આનો અર્થ ઊંધો વાળેલો એમ કર્યો છે. અને એમ કરવાથી અંતર્મુખ ચિત્તનુ તે સુંદર ઉપમાન થઇ શકે છે કેટલાએક તેનો અર્થ ‘ભાંગેલું’ એમ કરે છે.

૧૫૬. ટીકાકાર चापातिखीणानो અર્થ “ચાપથી છૂટીને પડેલું બાણુ” એવો કરે છે પણ તે યોગ્ય લાગતો નથી.

૧૫૭. ચાર નહિ પણ ત્રણ જ યામોનો અહીં ઉલ્લેખ છે તે નોંધવા જેવું છે. ભાવાર્થ એવો છે કે ત્રણમાંથી બે યામ ભલે વ્યવહારને આપો પણ ગમે તે એક યામ ધ્યાનને માટે રાખવો જોઇએ.

૧૬૨. માલુવાલતા બૌદ્ધ સાહિત્યમા આનો વારંવાર ઉલ્લેખ આવે છે. તે ઝાડ પર ચડી છેવટે ઝાડનો નાશ કરે છે એમ મનાય છે.

૧૬૬ પરાર્થ એટલે આત્મોન્નતિ ન થઈ શકે તેવો પરાર્થનો આભાસ. વાસ્તવિક રીતે તો જે આત્માર્થ નથી કરી શકતો તે પરાર્થ પણ નથી કરી શકતો.

૧૦૭ લોકવર્ધન થવું નહિ—પુનર્જન્મ લઇને પ્રપંચ વધારવો નહિ એવો પણ અર્થ થઈ શકે.

૧૭૫. મારની સેના—દુષ્ટ મનોવિકારો, પ્રલોભનોને મારની સેના કહેલી છે. તેનું વર્ણન जातकट्ठकथा ललितविस्तर આદિ ગ્રંથોમા મળે છે.

૧૮૩–૮૪–૮૫—આ શ્લોકો પ્રાચીન બુદ્ધોનું અનુશાસન હતું.

૨૫૨. સરખાવો And why beholdest thou the mote that is in thy brother's eye, and considerest not the beam that is in thine own eye?

St. Matthew 7. 3.

૨૬૬. विस्सं धम्म. અહી विस्सनो અર્થ કેટલાક विश्व् કરી 'સર્વસામાન્ય ધર્મ' એવો અર્થ કરે છે તે ખોટો છે. विस्स અહીં स. विश्रमાથી આવેલો છે અને અર્થ 'વિષમ, હાનિકારક' એવો થાય છે.

૨૬૭. પુણ્ય અને પાપને હાંકી કાઢીને—અર્થ માટે જુઓ पुञ्ञपापपहीणस्स શ્લોક ૩૯ ની ટીકા.

૨૭૩. चतुरो पदा=ચાર પદો અર્થાત્ ચાર આર્યસત્યો.

૨૭૪. मारस्सेतं पमोचनं એવો પણ પાઠ છે અને ત્યા "તે જ મારમાંથી મુક્તિ છે" એવો અર્થ કરવો.

૨૭૫. मज्झिमनिकाय, चूळमालुक्यसुत्त (६३) મા બુદ્ધ પોતાને सल्लकत्तની સાથે સરખાવે છે. सुत्तनिपात सेलसुत्तमा સેલ બ્રાહ્મણ બુદ્ધને સંબોધીને કહે છે—सल्लकत्तो महावीरो सीहो व नदती वने (શ્લો. ૫૬૨) આ ઉપરથી અમે सल्लकंतनं એવો પાઠ રાખીએ છીએ. એનું સં. शल्यकृन्तन થાય. ઉપલબ્ધ પાઠો सथन અને मंथनं બન્ને અનુપપન્ન છે.

૨૯૫. वेय्यग्घ, સં. वैयाघ्र्य મૂળ અર્થ વાઘ રહેતો હોય તેવું જંગલ, લક્ષણાથી ભય, અને તે ઉપરથી સંશય એવો અર્થ અહીં થાય છે. અહીં પાંચમો સંશય એ શબ્દોથી पंच नीवरण ઉદ્દિષ્ટ છે. ૧ कामराग ૨ व्यापाद ૩ थीनमिद्ध આળસ, ૪ उद्धच्चकुक्कुच्च ભ્રાતચિત્તતા, ચાપલ્ય ૫ विचिकिच्छा સંશય.

૨૯૪–૨૯૫. બન્ને શ્લોકો અવળ વાણી છે. અને સાથે સાથે જે બ્રાહ્મણો કોઈને મારવામા પાપ નથી એમ માનતા એમના પર આક્ષેપ છે.

૩૩૯. ૧ કામતૃષ્ણા, ૨ ભવતૃષ્ણા અર્થાત્ સારા લોકોમા જન્મ પામવાની તૃષ્ણા, ૩ વિભવતૃષ્ણા અર્થાત્ વિનાશની તૃષ્ણા, એવી ત્રણ પ્રકારની તૃષ્ણા છે. ચક્ષુ શ્રોત્ર, ઘ્રાણ જિહ્વા કાય અને મન એ ૭ અભ્યંતર આયતન કહેવાય છે. રૂપ, શબ્દ, ગન્ધ, રસ, સ્પર્શ અને ધર્મ એ ૭ બાહ્ય આયતન કહેવાય છે. આ બાર આયતન સંબંધી દરેકની ત્રણ તૃષ્ણાઓ મળી કુલ ૩૬ तण्हाविचरितानि વિભંગગ્રન્થમા બતાવેલ છે. તેને અહી ૩૬ સ્રોત કહ્યા છે.

૩૪૮. ભૂત ભવિષ્ય કે વર્તમાનમાં આસક્ત ન થવું અર્થાત્ પંચસ્કંધમા આસક્તિ ન રાખવી. જુઓ भद्देकर सुत्त, मज्झिमनिकाय, पण्णासक ૧ वग्ग ૩.

૩૫૨. ભાષાના શબ્દો જાણનારો, અક્ષરોનો પૂર્વાપર સંનિપાત જાણનારો; તેનો અર્થ એવો છે કે તે ભાષાથી ભ્રમમાં પડી જતો નથી.

૩૫૩. આ ગાથા ઉપક આજીવકને સંબોધેલી હતી એમ લાગે

છે. ઉપકે બુદ્ધને પ્રશ્ન પૂછેલો કે "તમારા આચાર્ય કોણ છે?" તેનો આ જવાબ છે.

૩૭૦. પહેલા પાંચ સંયોજનો કાપવા, બીજાં પાંચ સંયોજનો છોડી દેવા અને પછી પાંચ ઇન્દ્રિયોની અર્થાત્ શ્રદ્ધા સ્મૃતિ વીર્ય સમાધિ પ્રજ્ઞાની ભાવના કરવી એવો અર્થ છે પાંચની આસક્તિ છોડવી અર્થાત્ પંચસ્કંધની આસક્તિ છોડવી.

૩૯૮. નદ્ધિ, ચામડાનું વરત. એ વેર-માર-દ્વેષનું રૂપક છે. वरत्त, દોરડાની જાળ, એ તૃષ્ણાનું રૂપક છે. પલિઘ, ભોગળ मज्झिम-निकायના ૨૩મા वम्मीकसुत्तમાં ભોગળને અવિદ્યાનું રૂપક કહેલી છે.

૪૨૧. પૂર્વે પછી અને મધ્યમાં. સરખાવો શ્લોક ૩૪૮.

## २

# પરિભાષા ટિપ્પણ

( અકારાનુક્રમે )

अकतञ्ञू, स. अकृतज्ञ, અકૃત એટલે કોઇએ નહિ કરેલું એવું નિર્વાણ, તેને જાણનાર. સંસ્કૃતમા આ શબ્દનો સાધારણ અર્થ 'કરેલાને–ગુણને નહિ જાણનાર,' 'કૃતઘ્ન' થાય છે પણ પાલિમા એ અર્થ ગૌણ જ છે. એ ગૌણ અર્થનો લાભ લઇ ૯૭મા શ્લોકમા એ શબ્દ ઉપર શ્લેષ કરેલો છે. પણ ૩૮૩મામાં મુખ્યાર્થમા જ એ શબ્દ વપરાયો છે.

अट्ठंगिको मग्गो અષ્ટાંગિક માર્ગ. आर्य सत्य જુઓ.

अत्ता, सं. आत्मा જેને વેદાન્તમા અંતઃકરણ કહે છે તેના જેવો આ શબ્દનો અર્થ છે. કૂટસ્થ આત્માના અર્થમા આ શબ્દ કદી વપરાતો નથી એ યાદ રાખવુ.

अरिय, સં. आर्य, સોતાપત્તિમગ્ગ અને તે પછીની નિર્વાણ-માર્ગની બીજી બધી ભૂમિકાએ પહોચેલા માણસને આર્ય કહે છે. જુઓ सयोजन.

अरियसच्च, स. आर्यसत्य, બુદ્ધધર્મના મૂળપાયારૂપ આ ચાર આર્યસત્યો મનાય છે (૧) દુઃખ, અર્થાત્ રાયથી રંક પર્યંત જીવો માત્ર દુઃખી છે. (૨) દુઃખસમુદય, અર્થાત્ તૃષ્ણા એ દુઃખનું કારણ છે. (૩) દુઃખનિરોધ, અર્થાત્ તૃષ્ણાના નિરોધથી દુઃખનો નાશ થાય છે, નિર્વાણ પ્રાપ્ત થાય છે. (૪) દુઃખનિરોધગામિની પ્રતિપદા, અર્થાત્ સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માન્ત (કર્મ) સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ એજ દુઃખનિરોધ કરવાનો ખરો માર્ગ છે. આને જ આર્ય અષ્ટાંગિક માર્ગ કે મધ્યમ પ્રતિપદા કહેલી છે. વિશેષ માટે જુઓ બુદ્ધલીલાસારસંગ્રહ ભાગ. ૨. પ્ર.૫

असुभानुपस्सि, અશુભ જોનાર. सुभानुपस्सि જુઓ.

आभस्सरदेव, રૂપાવચર બ્રહ્મલોકમા એક દેવની પાયરી છે.

आसव, આનો સામાન્ય અર્થ વિપત્તિઓ થાય છે. બૌદ્ધ પરિ-ભાષામા ચાર આસવો ગણાય છે. જુઓ ओघ.

आहार, ચાર પ્રકારના છે. कवळीकार જેને આપણે સામાન્ય-રીતે આહાર કહીએ છીએ તે. ૨ फस्सो રૂપ રસાદિ વિષયોની સાથેનો મનનો સંપર્ક, સ્પર્શ. ૩ मनोसञ्चेतना અર્થાત્ મનના વ્યપાર ૪ विञ्जान, ચિત્ત, મન.

इन्दखील, स. इन्द्रकील, જુઓ શ્લોક ૯૫ ના અનુવાદની ટીપ-પૃષ્ઠ. ૩૧

इद्धि, स ऋद्धि, યોગથી મેળવેલી સિદ્ધિ, જેવી કે આકાશમા ઊડવું વગેરે. જુઓ શ્લોક ૧૭૫.

उट्ठान, स. उत्थान, મૂળ અર્થ ઊભા થવું તે; અર્થાત્ કોઈ ભૂલ થઇ હોય તો વિષાદ કરી બેસી ન રહેતા ફરી ફરીને પ્રયત્ન કરવો.

उद्धसोतो, स ऊर्ध्वस्त्रोतस्, અનાગામી, દુનિયામા પાછો નહિ આવનાર. सयोजन જુઓ.

उपादान, દૃઢ થએલી તૃષ્ણા એવો મૂળ અર્થ છે.

ओघनो મૂળ અર્થ પૂર થાય છે. અને અહી તેનો અર્થ-માણસને તાણી જનારી તૃષ્ણાઓ એવો થાય છે. બૌદ્ધશાસ્ત્રની પરિભાષામા ઓઘ ચાર છે. काम, भव, दृष्टि, અને अविद्या. કામ એટલે ભોગ્ય વસ્તુની સ્પૃહા, भव એટલે પરલોકની વાસના, दृष्टि એટલે કોઇ પંથનું વાડાનુ મમત્વ. દુરાગ્રહ. આના સંબધી ચાર વાસનાને 'આસવ' અને 'યોગ' પણ કહે છે

कली, અથવા कलि, વૈદિક સંસ્કૃતિમા 'કલિ' નો અર્થ જુગારનો-દાવ થાય છે. પાલિ સાહિત્યમા તેનો અર્થ 'હારનો દાવ' અને પછી લક્ષણાથી 'હાનિ' થાય છે. જુઓ શ્લોક ૨૫૨, ૨૦૨.

कामगुण, પાચ ઇંદ્રિયોના ઉપભોગના વિષયો.

कायगतासति, કાયા વિશેની સ્મૃતિ. આનો અર્થ અશુભ ભાવના થાય છે. सुभानुपस्सि જુઓ.

कुसल, स. कुशल (कर्म), બૌદ્ધ ધર્મશાસ્ત્રોમા દશ અકુશલ કર્મપથ કહેલા છે: ત્રણ કાયિક (૧) પ્રાણઘાત (૨) અદત્તાદાન (૩) વ્યભિચાર; ચાર વાચિક (૪) અસત્ય ભાષણ (૫) ચાડી (૬) કઠોર ભાષણ (૭) બડબડાટ; અને ત્રણ માનસિક (૮) પરદ્રવ્યનો લોભ (૯) ક્રોધ (૧૦) નાસ્તિકતા. આ દશ અકુશલ કર્મપથથી નિવૃત્ત રહેવું એ દશ કુશલકર્મપથ છે. આને જ કુશલ કર્મ પણ કહે છે. વધારે માટે જુઓ બુદ્ધલીલાસારસંગ્રહ ભાગ ૩ જો પ્રકરણ ૨ જું.

खणो, स. क्षण, ઘડી, ક્ષણ, નિર્વાણ પામવાની તક એવો અર્થ છે. अगुत्तरनिकाय अट्ठकनिपात सुत्त ૨૭ મા ૮ અક્ષણો વિસ્તારથી ગણાવેલી છે અને તે જ बोधिचर्यावतारपजिकामां પૃ. ૧૦ મે ટૂકમા નીચે પ્રમાણે આપેલ છે. नरकप्रेततिर्यचो म्लेच्छा दीर्घायुषोमराः ॥ मिथ्यादृग्वुद्धकान्तारौ मूकताष्टाविहाक्षणाः ॥ નરકમા જન્મ, પ્રેતલોકમા જન્મ, પશુયોનિમા જન્મ, મ્લેચ્છોમા જન્મ, દીર્ઘાયુષ અર્થાત્ અરૂપાવચર લોકોમા જન્મ, મિથ્યાદૃષ્ટિવાળા હોવું, બુદ્ધ ન જ મળી શકે એવી જગામાં હોવું, મૂગા અર્થાત્ જડ હોવું, એ આઠ અહીં અક્ષણો છે. આ આઠ અક્ષણ સિવાયની ક્ષણ મળવી દુર્લભ છે.

खन्ध, स. स्कन्ध, પાચ છે. ૧ રૂપસ્કંધ જેમા પૃથ્વી અપ્ તેજ અને વાયુ એ ચાર મહાભૂતો આવે છે. ૨ વેદના:-સુખકારક વેદના, દુઃખકારક વેદના અને ઉપેક્ષા વેદના. ૩ સંજ્ઞા-ઘર ઝાડ ગામ વગેરે મૂર્ત અને અમૂર્ત પદાર્થોને એક બીજાથી ભિન્ન નામો આપનારી શક્તિ તેનું નામ સંજ્ઞા. ૪ સંસ્કાર ત્રણ પ્રકારના છે. કુશલ સંસ્કાર જેવા કે પ્રેમ, કોઇને મદદ કરવાની ઇચ્છા વગેરે અને તેથી ઉલટા તે અકુશલ જેવા કે લોભ દ્વેષ માયા મત્સર અને તે બન્નેથી

ભિન્ન એવા અવ્યાકૃત સંસ્કારો જેવા કે અમુક પદાર્થોની અભિરુચિ અથવા અમુક કાર્ય કરવાની સ્વાભાવિક આવડત કે શકિત. ૫ વિજ્ઞાન એટલે જાણવું. ચક્ષુર્વિજ્ઞાન, શ્રોત્રવિજ્ઞાન, ઘ્રાણવિજ્ઞાન, જિહ્વાવિજ્ઞાન કાયવિજ્ઞાન અને મનોવિજ્ઞાન એ છ પ્રકારના વિજ્ઞાનોને વિજ્ઞાનસ્કંધ કહે છે. વિજ્ઞાનને કોઈ જગાએ ચિત્ત અને મન પણ કહ્યુ છે આ સ્કધો ગણાય છે તેમા પહેલો મૂર્ત છે, જડ છે, અને બાકીના ચાર અમૂર્ત છે.

गन्थ, સં. ग्रन्थि, ગ્રન્થિઓ ચાર છે. ૧ अभिज्झा સં अभिध्या એટલે પારકા ધનની ઇચ્છા. ૨ व्यापाद પરદ્વેષ. ૩ सीलब्बतपरामासो શીલ અને વ્રતથી ઉપવાસ વગેરેથી મોક્ષ મળી જાય છે એમ માનવું. ૪ इदंसच्चाभिनिवेसो હું કહું છું એજ સાચું છે એવો દુરાગ્રહ.

जाति, આ પાલિ શબ્દ છે અને તેનો અર્થ સાધારણ રીતે 'જન્મ' થાયછે.

झान, સં. ध्यान, બૌદ્ધ સાહિત્યમા सुत्तपिटक નિયમ પ્રમાણે પ્રથમ, દ્વિતીય, તૃતીય, ચતુર્થ એવા ચાર ધ્યાનો છે અને अभिधम्म પ્રમાણે પાચ છે. તેમની ચર્ચા विसुद्धिमग्ग મા કરેલી છે.

तादि, સ. तादृक्. આ શબ્દનો અર્થ ઘણી જગાએ અરહન્ત થાય છે.

थेरो, સ. स्थविर એટલે ઘરડો. લાબો સમય બુદ્ધ ધર્મમાં રહેલા ભિક્ષુને સ્થવિર કહેતા. અર્વાચીન કાલમા દશ વર્ષ ભિક્ષુ રહેલાને સ્થવિર કહે છે અને વીસ વરસ રહેલાને મહાસ્થવિર કહે છે.

दोस, આ પાલિશબ્દ મુખ્યત્વે કરીને સ. દ્વેષનો સમાનાર્થ છે. જુઓ શ્લોક ૩૫૭. કોઇ જગાએ દોષ પણ અર્થ થાય છે. જુઓ શ્લોક ૩૫૬.

धम्म, સં. धर्म, આ બૌદ્ધસાહિત્યનો પારિભાષિક શબ્દ છે. ઘણી વાર નામરૂપાત્મક પદાર્થ માત્રનો તે વાચક છે.

धम्मट्ठ, स. धर्मस्थ, એટલે ન્યાયાધીશ. તે જે કેસ ચુકાવે તેને અર્થ અથવા વ્યવહાર કહે છે.

धम्मपद, ધર્મનું વાક્ય.

नामरूप, નામનો અર્થ કોઈવાર વેદના, સંજ્ઞા અને સંસ્કાર એ ત્રણ સ્કંધો થાય છે. કોઈવાર વિજ્ઞાન સ્કંધનો પણ તેમા સમાવેશ કરવામા આવે છે રૂપ એટલે રૂપસ્કંધ જુઓ खन्ध.

निपक=કુશલ કદાચ સં. पक्व શબ્દ સાથે આને સંબંધ હોય, જેમાથી હિંદીમા पक्का શબ્દ આવ્યો છે.

निरय=નરક.

पंसुकूल, સંસ્કૃત पांशुનો અર્થ ધૂળ થાય છે બૌદ્ધ ભિક્ષુઓ શેરી શ્મશાન વગેરે જગાએ નાખી દીધેલા ચીથરામાંથી પોતાને માટે ચીવર બનાવતા. તેને માટે સામાન્ય શબ્દ पंसुकूल છે તે स. दुकूल શબ્દની પેઠે વ્યુત્પન્ન થયો લાગે છે.

पञ्ञा, सं प्रज्ञा, બુદ્ધિની જે શક્તિથી વિકાસ પમાય, વિવેક કરી શકાય અને મોક્ષ મળે તે શક્તિ.

पातिमोक्ख, स. प्रातिमोक्ष, ભિક્ષુઓ માટેના નિષેધાત્મક ૨૨૭ નિયમોનો સંગ્રહ. તે વિનયમાં આવેલો છે. એ નિયમોનો દરેક ઉપોસથને દિવસે સંઘ આગળ પાઠ કરવામા આવતો. જુઓ બૌદ્ધ સંઘનો પરિચય ભાગ ૨ જો.

पियग्गाही, પ્રિયનું ગ્રહણ કરનાર પ્રિયનો અર્થ અહીં सत्त्व પ્રાણી અને सस्कार પદાર્થ એવો છે. સત્ત્વ અને સંસ્કારોની આ-સક્તિ ન કરવી જોઈએ એવો ૨૦૯ મા શ્લોકનો ભાવાર્થ છે.

पीति, स. प्रीति, આનો અર્થ पेम (सं.प्रेम) અને सिनेह (स.स्नेह) થી જૂદો છે. કોઈપણ એક વ્યક્તિ તરફ આકર્ષનાર લાગણીને, આસક્તિને पेम અને सिनेह કહી છે; તે પરિણામે દુઃખકર છે અને ત્યાજ્ય છે. (જુઓ श्लोक ૨૧૩, ૩૪૧.) पीति કોઈપણ એક વ્યક્તિ તરફની લાગણી નથી પણ નિષ્કામ ભાવથી ઉત્પન્ન થતો

પ્રમોદ છે. પ્રથમ અને દ્વિતીય ધ્યાનનું તે અંગ છે અને એ બે ધ્યાનમા તે સંપૂર્ણ વિકાસ પામે છે.

पुग्गल નો અર્થ વ્યક્તિ થાય છે. કોઇ જગાએ 'આત્મા' પણ થાય છે.

वाल, સંસ્કૃત અર્થમા આ શબ્દ વપરાતો નથી. તેનો અર્થ 'મૂર્ખ' 'અજ્ઞાની' એવો થાય છે.

भव એટલે સંસાર, પ્રપંચ. એ ત્રણ છે: कामभव, रूपभव અને अरूपभव. મનુષ્ય, અસુર, પશુઓ, નરકમા વસેલા જીવો અને પાચ ઇન્દ્રિયોવાળા દેવોનો कामभवमा સમાવેશ થાય છે. બ્રહ્મલોક નિવાસી દેવો रूपभवમાં આવે છે. અને અરૂપ દેવો अरूपभवमा આવે છે.

भावना, અમુક વસ્તુના ચિન્તનનો અભ્યાસ.

मक्कटक. આનો અર્થ કરોળિયો થાય છે; વાદરો નહિ.

मच्चुराजा=मार (જુઓ).

मान, ત્રણ પ્રકારનુ છે. सेय्योहमस्मि હું શ્રેય છુ એવું માન, सदिसोहमस्मि હું બીજાની સમાન છું એવું માન અને हीनोहमस्मि હું હીન છુ એવું માન.

मार, કુશળ વૃત્તિઓને મારનાર તે માર. તેનો અનેક જગાએ મૃત્યુ શબ્દથી ઉલ્લેખ પણ કરેલો છે. માણસનો અધઃપાત કરનારી વૃત્તિઓનું, પુરાણો માફક, એ દેવતાસ્વરૂપ છે, અને તે પૌરાણિક મદનને મળતું છે.

मिच्छासंकप्प, स. मिथ्यासकल्प, મિથ્યાસંકલ્પો ત્રણ છે. ૧ કામ-સંકલ્પ એટલે કામ વિચાર; ૨ વ્યાપાદસંકલ્પ એટલે કોઇને હાનિ કરવાનો સંકલ્પ; ૩ વિહિંસા સંકલ્પ એટલે બુદ્ધિપૂર્વક કોઇને હાનિ કરવાના ઇરાદાથી નહિ પણ કેવળ ચાપલ્યથી (આને માટે પારિભાષિક શબ્દ उद्धच्च છે) બીજાઓને અથવા પોતાને ઉપદ્રવ કરવો તે.

કરવાં જોઇએ; એવી રીતે પોતાના શરીરમાં અશુભ જોવાના અભ્યાસથી બીજાના શરીરમાં કામાસક્ત થવાતું નથી. એ ભાવનાને અશુભ ભાવના કહે છે. અને તે કરવાવાળા असुभानुपस्सिं કહેવાય છે. અને તેનાથી ઉલટા તે सुभानुपस्सि એટલે કેવળ બાહ્ય કાન્તિ ઉપર મોહ પામનારા.

सेखो, स. शैक्ष એટલે શિક્ષાયોગ્ય. આ પારિભાષિક શબ્દ છે. સર્વ સામાન્ય માણસો પૃથગ્ જન કહેવાય છે. सोतापत्तिमग्ग (જુઓ संयोजन) જેને પ્રાપ્ત થયો છે તે आर्य કહેવાય છે અને આર્યો अर्हत् ફલ પ્રાપ્ત કરે ત્યા સુધી શક્ષ કહેવાય છે. અર્હત્ ફળ મળ્યા પછી તુરત તે અશૈક્ષ થાય છે અર્થાત્ તને શિક્ષાની જરૂર રહેતી નથી.

सोतापत्तिफल-જુઓ संयोजन.

हिरी, स. ह्री-એટલે પોતાને જ ખરાબ કામ કરતાં શરમ લાગે તે શરમ. બીજાની શરમ લાગે તેને अवत्रपा પાલી ओत्तप्प કહે છે.

# श्लोकानुक्रम

## ( अकारानुक्रमे )

योग, બન્ધનો. ओघ જુઓ.

लोकामिस, લોકો તરફથી મળતા આદર અને આતિથ્ય. તેમાં રહેતી આસક્તિ.

वितक्क, स. वितर्क ત્રણ છે कामवितर्क व्यापादवितर्क विहिसा-वितर्क. આને જ મિથ્યાસંકલ્પ પણ કહે છે.

विरिय, स. वीर्य, સત્કર્મ કરવા વિશે માનસિક ઉત્સાહ.

सयोजन, સંયોજનનો મૂળ અર્થ બંધન છે સંયોજનો દશ છે ૧ सक्कायदिट्ठि અર્થાત્ આત્મા ભિન્ન પદાર્થ છે અને નિત્ય છે એવી માન્યતા. ૨ विचिकिच्छा, બુદ્ધ, ધર્મ અને સંઘના વિશે શંકા અથવા અવિશ્વાસ. ૩ सीलब्बतपरामास સ્નાનાદિ વ્રતોથી જ મુક્તિ મળી જાય છે એવો વિશ્વાસ. ૪ कामराग, કામવાસના. ૫ पटिघ, ક્રોધ. ૬ रूपराग, બ્રહ્મલોકાદિ પ્રાપ્ત કરવાની ઇચ્છા. ૭ अरूपराग અરૂપ દેવલોક પ્રાપ્ત કરવાની ઇચ્છા ૮ मान, અહંકાર. ૯ उद्धच्च ભ્રાંતચિત્તતા, અને ૧૦ अविज्जा, અવિદ્યા. આમાના પહેલા પાચ અવરભાગી અને છેલ્લા પાંચ ઉર્ધ્વભાગી સંયોજનો કહેવાય છે. પહેલા ત્રણ સંયોજનો નષ્ટ કરવાથી સાધક सोतापन्न (ધર્મ પ્રવાહમા પડેલો) થાય છે અર્થાત્ બુદ્ધ ધર્મનો અધિકારી થાય છે તે પછીનાં બે સંયોજનોને ક્ષીણ કરવાથી सकदागामी થાય છે એટલે તેને મોક્ષને માટે આ દુનિયામા તે પછી બાજો એક જ જન્મ લેવો પડે છે. પહેલા પાચ સંયોજનોનો પૂર્ણ નાશ કરવાથી अनागामी થવાય છે. અર્થાત્ આ દુનિયામા તેને નિર્વાણ માટે ફરી આવવુ પડતુ નથી. દશેયનો ક્ષય કરવાથી अरहा અરહન્ત અર્થાત્ જીવન્મુક્ત થાય છે.

सति, स. स्मृति, બૌદ્ધ ધર્મશાસ્ત્રોમા આનો મહિમા ઘણો મોટો છે. તેનો અર્થ જાગ્રતિ અને વિવેક એવો થાય છે. સ્મૃતિથી સંપ્રજન્યની સ્થિતિ પ્રાપ્ત થાય છે. આ સંબંધી શાંતિદેવાચાર્યના નીચેના બે શ્લોકો કંઇક વિશેષ માહીતી આપશે.

संप्रजन्यं तदायाति न च यात्यागतं पुनः ।
स्मृतिर्यदा मनोद्वारे रक्षार्थमवतिष्ठते ॥

અર્થ-સ્મૃતિ જ્યારે રક્ષા માટે મનોદ્વારે ઊભી રહે છે ત્યારે સંપ્રજન્ય આવે છે અને આવ્યા પછી પાછું જતુ નથી.

एतदेव समासेन संप्रजन्यस्य लक्षणं ।
यत्कायचित्तावस्थायाः प्रत्यवेक्षा मुहुर्मुहु : ॥

અર્થ-ટૂંકામાં સંપ્રજન્યનું આજ લક્ષણ છે કે કાય અને ચિત્તની અવસ્થાનું વાર વાર નિરીક્ષણ કર્યા કરવું.

सतो=સ્મૃતિવાળા. જુઓ सति.

समाधि, ચિત્તની શાન્તિ.

समाहित, શાન્તિવાળું. સમાધિ પામેલુ.

सबोधियग (सबोज्झग) કામ ક્રોધ આળસ ભ્રાતતા સંશય એ પાચ ચિત્તના આવરણો છે. તેના પરિહાર માટે સાત બોધ્યંગ (જ્ઞાનના અંગોની) ભાવના કરવી જોઇયે. ૧ સ્મૃતિ सति (જુઓ), ૨ ધર્મપ્રવિચય, મનોવૃત્તિનું પૃથક્કરણ કરવાનું સામર્થ્ય અથવા પ્રજ્ઞા, ૩ વીર્ય विरिय (જુઓ), ૪ પ્રીતિ पीति, સત્કર્મથી પ્રાપ્ત થનારો આનંદ, ૫ પ્રશ્રબ્ધિ, ચિત્તની શાતતા અથવા ચિત્તસુખ, ૬ સમાધિ, ચિત્તની એકાગ્રતા, ૭ ઉપેક્ષા, ચિત્તની મધ્યસ્થાવસ્થા. વિશેષ માટે જુઓ બુદ્ધલીલાસારસંગ્રહ ભાગ ૩, પ્ર૦ ૧૦ અને ૧૧.

सयनासन, सं. शयनासन. ભિક્ષુની પથારી તે શયન અને તેને બેસવાની જગા તે આસન. તે ઉપરથી આ સમાસનો અર્થ ભિક્ષુને રહેવાની કોઇ પણ જગા, વૃક્ષમૂલ, ગુફા, કે ધર્મશાળા જે હોય તે થાય છે.

सुभानुपस्सि. સ્ત્રી પુરૂષમા અને પુરુષ સ્ત્રીમા કામાસક્ત ન થાય એટલા માટે દરેકે પોતાના શરીરમા અશુભ જોવું જોઇએ અર્થાત્ શરીર ઉપર રૂપ ન જોતા તેમાં રહેલ હાડકા માંસ વગેરે સાક્ષાત

કરવાં જોઇએ; એવી રીતે પોતાના શરીરમાં અશુભ જોવાના અભ્યાસથી બીજાના શરીરમાં કામાસક્ત થવાતું નથી. એ ભાવનાને અશુભ ભાવના કહે છે. અને તે કરવાવાળા असुभानुपस्सिं કહેવાય છે. અને તેનાથી ઉલટા તે सुभानुपस्सिं એટલે કેવળ બાહ્ય કાન્તિ ઉપર મોહ પામનારા.

सेखो, स. शैक्ष એટલે શિક્ષાયોગ્ય. આ પારિભાષિક શબ્દ છે. સર્વ સામાન્ય માણસો પૃથગ્ જન કહેવાય છે. सोतापत्तिमग्ग (જુઓ संयोजन) જેને પ્રાપ્ત થયો છે તે आर्य કહેવાય છે અને આર્યો अर्हत् ફલ પ્રાપ્ત કરે ત્યા સુધી શક્ષ કહેવાય છે. અર્હત્ ફળ મળ્યા પછી તુરત તે અશૈક્ષ થાય છે અર્થાત્ તને શિક્ષાની જરૂર રહેતી નથી.

सोतापत्तिफल–જુઓ संयोजन.

हिरी, सं. ह्री–એટલે પોતાને જ ખરાબ કામ કરતાં શરમ લાગે તે શરમ. બીજાની શરમ લાગે તેને अवत्रपा પાલી ओत्तप्प કહે છે.

# श्लोकानुक्रम

## ( अकारानुक्रमे )

---

# शुद्धिपत्र

## पालि

| श्लोक | पंक्ति | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| २४ | १ | सुचिकम्मस | सुचिकम्मस्स |
| ७४ | ३ | वडति | वड्ढति |
| ८८ | १ | तत्रामिरति० | तत्राभिरति० |
| ८९ | १ | सम्बाधिअङ्गेसु | सम्बोधियङ्गेसु |
| ९६ | १ | हाति | होति |
| १५६ | २ | चापतिखीणा | चापातिखीणा |
| २०१ | २ | जयपराजय | जयपराजयं |
| २७६ | २ | पमोखन्ति | पमोक्खन्ति |
| २७८ | १ | सङ्कारा | सखारा |
| ३०५ | १ | ०तन्दिता | ०तन्दितो |

## ગૂજરાતી અનુવાદ

| શ્લોક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૨ | કષાય ' | કાષાય |
| ૧૦ | ૨ | કષાય | કાષાય |
| ૪૫ | ૧–૨ | શૈક્ષ્ય | શૈક્ષ |
| ૫૭ | ૧ | સપન્નશીલ | સંપન્નશીલ |
| ૧૮૦ | ૨ | ક્યાહી | ક્યાઇ |
| ૧૯૩ | ૧ | પુરુષ શ્રેષ્ઠ | પુરુષશ્રેષ્ઠ |
| ૨૬૫ | ૧ | પૂરેપૂરા | પૃરેપૃરા |
| ૩૦૧ | ૧ | જેમને | જેમનું |
| ૩૫૪ | ૩ | તૃષ્ણાક્ષયને | તૃષ્ણાક્ષય— |
| ૩૬૯ | ૧ | હળકું | હલકું |
| ૪૧૯ | ૧ | જીવોના | જીવોના |

# ટિપ્પણ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૯ | ૧૭ | ऊर्ध्वस्रोतस् | ऊर्ध्वस्त्रोतस् |
| ૧૪૨ | ૨ | धम्मट्ठा | धम्मट्ठो |
| ૧૪૪ | ૨ | योग, બન્ધનો | योग, કોઇવાર બન્ધનો. |
| ,, | ૨૬ | जाग्रति | जागृति |

## પુરાતત્ત્વમંદિરગ્રન્થાવલીમાં પ્રકટ થએલાં
## બૌદ્ધ ધર્મના અન્ય ગ્રંથો

**બુદ્ધલીલાસારસંગ્રહ**

લે. ધર્માનંદ કોસંબી. ૨-૦-૦

**અભિધમ્મત્થસંગહો**

સં. ધર્માનંદ કોસંબી. ૨-૦-૦

**બૌદ્ધસંઘનો પરિચય**

લે. ધર્માનંદ કોસંબી.

છપાય છે.

**પ્રાચીન દર્શનશાસ્ત્રના અભ્યાસીને અત્યન્ત ઉપયોગી**

સિદ્ધસેન દિવાકરકૃત

## સમ્મતિતર્ક

ન્યાયપંચાનન અભયદેવ સૂરિકૃત

**તત્ત્વબોધની સાથે** ભા. ૧

[ આ ગ્રંથમાં પ્રાચીન દર્શનોમાં ચર્ચાતા વાદોનો સંગ્રહ થયો હોવાથી ઐતિહાસિક અને તાત્ત્વિક દૃષ્ટિએ અત્યન્ત મહત્ત્વનો છે. ]

સંપાદકો પં. સુખલાલજી
પં. બેચરદાસ કિં. રૂ. ૧૦-૦-૦

# ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રકટ થતી પુરાતત્ત્વમંદિર ગ્રન્થાવલી

| | | |
|---|---|---|
| આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા. | છીંટની પટી | ૨–૦–૦ |
| | ચામડાની | ૨–૮–૦ |
| પ્રાચીન સાહિત્ય. રવીન્દ્રનાથ ઠાકુર. | | ૦-૧૨-૦ |
| અનુવાદક શ્રી. મહાદેવ દેસાઇ શ્રી. નરહરિ પરીખ. | | |
| બુદ્ધલીલાસારસંગ્રહ | લે. ધર્માનંદ કોસંબી | ૨–૮–૦ |
| તહેવારોનો ઇતિહાસ. | લે. ઋગ્વેદી. | ૩–૮–૦ |
| ઉપનિષત્ પાઠાવલી. | સં. અ. દત્તાત્રેય કાલેલકર. | ૦-૧૨-૦ |
| પ્રાકૃતકથાસંગ્રહ. | સં. મુનિ જિનવિજય. | ૦-૧૪-૦ |
| પાલીપાઠાવલી. | ,, ,, | ૦-૧૨-૦ |
| અભિધાનપ્પદીપિકા | ,, ,, | ૫–૦–૦ |
| અભિધમ્મત્થસંગહો. | સં. અ. ધર્માનંદ કોસંબી. | ૨–૦–૦ |
| સમ્મતિતર્ક. | સં. પં. સુખલાલ તથા પં. બેચરદાસ | ૧૦–૦–૦ |
| કાવ્યપ્રકાશ. ગૂજરાતી અનુવાદ. (ઉ. ૧–૬) | | |
| | અનુવાદકઃ અ. રામનારાયણ વિ. પાઠક | |
| | અ. રસિકલાલ છો. પરીખ | ૧–૮–૦ |
| પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ | લે. પં. બેચરદાસ | છપાય છે. |
| વૈદિકપાઠાવલી | સં. રસિકલાલ છો. પરીખ | ,, |
| બૌદ્ધ સંઘનો પરિચય | લે. અ. ધર્માનંદ કોસંબી. | ,, |